# ફૂલવાડી

કર્તાઃ

વાસુદેવ રામચંદ્ર શેલત

બી. એ. (ઑનર્સ.)



મૂલ્ય બાર આના.

મુદ્રક: મનોરભાઈ ફૂલાભાઈ પટેલ.

મુદ્રણસ્થાન: બોરસદ પ્રિન્ટીંગ પ્રેસ; બોરસદ.

પ્રકાશક: વાસુદેવ રામચંદ્ર શેલત., બી. એ., ( ઑનર્સ. );
ર.અજબજી કોર્ટ; બોરસદ.

આવૃત્તિ: પહેલી.

પ્રત: ૧૫૦૦.

સંવત ૧૯૮૭ શ્રાવણ; નાળિએરી પૂનમ; તા. ૨૮ : ઑગસ્ટ : ૧૯૩૧.

મારા પૂજ્ય પિતાશ્રીના

અનંત પ્રેમની

સ્મૃતિ રૂપે

આ પુસ્તક તેમના પવિત્ર

પાદપદ્મમાં

સમર્પું છું.



# નિવેદન.



ગુર્જર કાવ્યસાહિત્યમાં કે સમાજજીવનમાં રાસ-સાહિત્યનું સ્થાન કેટલું ગૌરવવન્તુ છે તે નવેસરથી જણાવવાની હવે તો ભાગ્યેજ જરૂર હશે. સ્ત્રીજીવનની સર્વશ્રેષ્ટ સૌભાગ્ય-કળા સમા રાસ ગુર્જર રસિકાઓની મર્મભરી રસદૃષ્ટિના દ્યોતક છે. એના મહત્વ, ઉપયોગિતા વા જરૂરીયાત પરત્વે વિગતવાર મીમાંસા; વા આદ્યકવિ નરસિંહ મહેતાથી વિસમીસદીના પ્રારંભ સુધીના રાસ-સાહિત્ય અને રાસલેખકોની વિદ્વતાભરી ઐતિહાસિક સમાલોચના; વા તેની ઉત્પત્તિ અને પ્રાચીનતાનો વાર્તાવૃત્તાંત; વા રાસભંડારમાંથી ચલણી નાણાં જેવી પ્રચાર પામેલી કેટલીક શ્રવણમનોહર લલિત કાવ્ય-પદાવલીની વિગતવાર નોંધ; અને તેનો ઉત્તરોત્તર વિકાસક્રમ; આદિ બાબતોની યોગ્ય અને અધિકારી વિવેચકોએ અન્યત્ર વિસ્તારભરી અને પૂરતી ચર્ચા કરેલી હોવાથી અત્રે તેની પુનરુક્તિ અનાવશ્યક માનું છું.

'સખિ! પડવે તે પૂરણ બ્રહ્મ જે કોઇ જાણે રે,' 'રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે,' 'મા! તું પાવાની પટરાણી કે કાળી કાળકા રે લોલ,' 'વ્હાલો! મારો વનમાં ચારે ગાય, વગાડે રૂડી વાંસળી રે લોલ,' તથા 'ગોરમા' અને 'તુલસી વિવાહ' આદિ લલિત રાસ-પંક્તિઓનું રસપાન કરનાર ગુર્જરસુંદરીવૃંદ બાલ્યાવસ્થાથીજ સંગીત અને સંસ્કાર સોહામણું છે. તેમાં વધતાં જતાં કેળવણીનાં ઝરણોનું મિશ્રણ થતાં આ મનોદશાનો ક્રમે ક્રમે વિકાસ થયો અને સ્ત્રીજીવનની રસપિપાસા તીવ્ર થઇ. તે સંતોષવા આ દિશામાં કેટલાંક સફળ અને પ્રશંસાપાત્ર પ્રયત્નો થયા છે તેમાં આ એક નમ્ર યત્નનુ ઉમેરણુ, બેશક, ક્ષંતવ્ય ગણાશે.

સ્ત્રી જીવનમાં હમણાં અનુપમ હિલોળભરી ભરતી ચઢી રહી છે. ચેતન અને ઉલ્લાસ, ધૈર્ય અને વીરતા, સત્ય અને શાંતિનાં અનંત વેગવંતા વહેણોએ આ યુગને સુવર્ણનો બનાવ્યો છે. કલા અને રસપ્રીતિ અનેક માર્ગે પ્રગતિ સાધી રહી છે. લોકગીત અને રાસ-સાહિત્યની વાંચ્છના ઉત્કટ અને અનિવાર્ય બની છે. શરદ અને વસંતના રાસોત્સવનાં પુનર્જીવન અને નવરાત્રીના ઉત્સવસમારંભો એ રસઘેલી રસિકાઓની તીવ્ર રસપિપાસાના સૂચક છે.

જો સમીકરણના રૂપમાં કહીયે તો રાસ એટલે સંગીત વત્તા નૃત્ય. ઉભયે તીવ્ર આનંદભરી મનોદશાનાં મૂર્ત સ્વરૂપો છે. જીવનમાં આનંદની કોટી કેટલી ઉંચી છે તે વિશે વિશેષ વિવેચનની શી જરૂર છે? **आनन्दं ब्रह्म।**

(૨)

જુદે જુદે પ્રસંગે લખાયલાં મારાં કાવ્યોમાંથી કેટલાક રાસ વીણી કહાડી આ સંગ્રહમાં એકત્ર કર્યા છે. આ સંગ્રહ અત્યાર પહેલાં ઘણોજ વહેલો પ્રકટ થવો જોઇતો હતો. પરંતુ કાર્યના વ્યાપને લીધે તેમ બની શક્યું નથી. આમાં મોટા નાના ૪૬ રાસ સંગ્રહ્યા છે. તેમાંના ૨૦ રાસ તદ્દન અપ્રસિદ્ધ હોઈ અત્રે પ્રથમવારજ પ્રકટ થાય છે; તેમને અનુક્રમણિકામાં નિશાની મૂકી જુદા દર્શાવ્યા છે. બાકીના રાસ વસંત, ગુણસુંદરી, સમાલોચક, ગુજરાત, શારદા તથા બુદ્ધિ-પ્રકાશ આદિ માસિકપત્રોમાં તથા હિંદુસ્થાન, મુંબઇ સમાચાર, ઉદય, તથા બે ઘડી મોજ આદિ પત્રોના વાર્ષિક દીપોત્સવી અંકોમાં તથા 'કાન્તમાલા' ના સ્મારક અંકમાં જુદે જુદે પ્રસંગે પ્રકટ થયા હતા. વિવિધ મનોવૃત્તિને રૂચે એવી જુદી જુદી ચાલોના રાસ, આ સંગ્રહમાં એકત્ર કરવા તરફ ખાસ લક્ષ આપ્યું છે અને પરિણામે આમાં ૨૭ જુદી જુદી ચાલો આવી શકી છે. કેટલીક વધુ ચાલોના રાસ આમાં ઉમેરવા વિચાર હતો પણ પુસ્તકનું કદ વધવાના ભયથી અન્ય ભાગમાં સ્થાન આપવા માટે તેમને છોડી દીધા છે.

આખાય પુસ્તકમાં જોડણી એકધારી રાખવા યત્ન કર્યો છે અને ગુજરાત વિદ્યાપીઠના ગુજરાતી જોડણી કોશ મુજબ જોડણી બનતા સુધી રાખી છે: છતાં દૃષ્ટિદોષથી જો કોઇ સ્થળે ભૂલ રહી જવા પામી હોય તો તે સુધારી વાંચવા વિવેકી વાંચકોને વિનંતી છે.

આ સંગ્રહમાંના રાસની અનેક ઉણપો મને અવિદિત નથી. છતાંય આમાંનાં કેટલાક રાસને કેટલીક બ્હેનોએ જાહેર પ્રસંગોએ ઉત્સવોમાં ગાઈ ગવરાવી મને પુષ્કળ પ્રોત્સાહન આપ્યું છે. એક બે બ્હેનોએ તો ઠેઠ દારેસલામ જેટલે દૂરથી આ સંગ્રહ પ્રકટ કરવા પત્રદ્વારા આગ્રહ કર્યો છે. આ સર્વેની માયાળુ મમતાવૃત્તિ બદ્દલ આ સ્થળે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની તક લઉં છું. ખરેખર, તેમના આવા પ્રોત્સાહન સિવાય આ પુસ્તક કદાચ, પ્રકટ થયુંજ ન હોત.

ઉમરેઠનિવાસી મારા મિત્ર શ્રી. અમૃતલાલ નાનકેશ્વર ભટ હાઇકૉર્ટ વકીલ, એઓશ્રીએ એમની મોટી લાઇબ્રેરીનો મને છૂટથી ઉપયોગ કરવા દઇ પુષ્કળ આભારી કર્યો છે. એમની આવી મદદ સિવાય આ સંગ્રહમાં અનેક ભૂલો રહી જવા પામી હોત. મુંબાઇ-નિવાસી મારા બાળસ્નેહી શ્રી. ચીમનલાલ કેશવલાલ શાહ બી એ., એલ. એલ. બી., એડવોકેટ., એમણે મને વારંવાર ઉત્તેજન આપી લખવા પ્રેર્યો છે તથા અનેક પ્રસંગોએ સલાહ આપી મિત્રધર્મ જાળવ્યો છે એમનો, અને કાળજીપૂર્વક પ્રુફ સુધારવા પરત્વે મદદ કરનાર મારા મિત્ર શ્રી. નંદશંકર મણીશંકર વ્યાસ બી. એ. તથા શ્રી. પૂનમચંદ ગીરધરલાલ મીસ્ત્રી બી. એ. એમનો ઘણોજ ઋણી છું. બોરસદ પ્રિન્ટીંગ પ્રેસના માલીક શ્રી.મનોરભાઈ ફૂલાભાઇ પટેલે કાર્યનું ઘણું દબાણ હોવા છતાં ચીવટ અને કાળજીપૂર્વક તથા ઉતાવળથી આ પુસ્તક છાપી આપ્યા બદ્દલ તેમને પણ ધન્યવાદ ઘટે છે.

(૩)

વસંત એટલે નવજીવન, ઉલ્લાસ, પ્રેરણા આનંદ એ ઋતુમાં કોમળ કુંપળો ફૂલી લીલીછમ પલ્લવસૃષ્ટિ હર્ષ અને ઉત્સવઘેલી નાચે. નવપલ્લવિત હરિઆળી ટીશીઓથી ફાલીફૂલી ઘટાભરી વલ્લીકુંજો મંજરીના વાઘા સજે. મધુભોગી મદમસ્ત અલિગણમાળા પરિણય મંગળ ગાઇ લગનસરા ઉજવે. રસદેવી શી રાજહંસીઓ અને કોકિલ-ઓની લલિત કલ્લોલકેલિ દિવ્ય સંદેશા પાય અને નવચેતન બહ-લાવે. મધુમકરંદી પુષ્પપુંજશોભી ફૂલવાડીયો ફોરમ ફોરે અને માનવ જીવન આનંદોર્મિથી ફૂલે. 'ઋતુઓમાં કુસુમાકર છું,' એમ સાક્ષાત્ શ્રીમુખે નારાયણસ્વરૂપે સ્વીકારાયલો, પ્રભુની પ્રત્યક્ષ પ્રભુતારૂપ વસંતાવતર હમણાં સાહિત્યમાં પ્રકટપણે પમરી રહ્યો છે. એની કુંકુમપગલીઓના પડઘા ગુર્જર સ્ત્રીજીવનમાં સ્પષ્ટ સંભળાય છે. રસસોહામણો એ વસંતાવતાર તમારા જીવનમાં ઉલ્લાસ, નવજીવન, આનંદ અને રસક્રોડ પમરાવો એવી શુભેચ્છા સાથે ઓ રાસ-રસિયાંઓ! તમને આ 'ફૂલવાડીમાં' સ્વેચ્છાએ વિહાર કરવા આગ્રહભર્યું નિમંત્રણ કરૂં છું; કોડભર્યાં એમાં ભલે વિહરો!

દેવશયની એકાદશી; વિક્રમાર્ક
૧૯૮૭;
તા. ૨૫ : જુલાઇ : ૧૯૩૧;
સબ-જજની કોર્ટ; બોરસદ.

**વાસુદેવ રામચંદ્ર શેલત.**



# અનુક્રમણિકા.

◆ નિશાનીવાળાં કાવ્યો અત્રે પ્રથમવારજ પ્રસિદ્ધ થયાં છે.



# આવો, આવોની, રંગઘેલાં રસિકડાં !

( પાલવડો મારો મ્હેલો, મોહનજી ! ;—એ ચાલ. )

卐

આવો, આવોની, રંગઘેલાં રસિકડાં !
આવો, પીવાને રસ પ્યારા રે લોલ:
પ્રેમે ભરી છે ફૂલવાડી, રસિકડાં !
લ્યો, લ્યો, પીયોની મધુ–ધારા રે લોલ.

હીરાને હેમ નથી મોંઘાં, રસિકડાં !
વ્હાલાં ! ન રત્ન રઢિઆળાં રે લોલ:
ઉરના ઉલ્લાસ રંગઘેરી, રસિકડાં !
ચરણે ધરૂં છું કાવ્ય–માળા રે લોલ.

તડકાને છાંયડાઓ આવે, રસિકડાં !
ઉતરે અઘોર મેઘ કાળા રે લોલ:
ચમકે જ્યાં આશ-વીજ આઘી, રસિકડાં !
મીઠા ત્યાં ઉરના ઉછાળા રે લોલ.

કડવી મીઠાશ પી પી થાકયાં, રસિકડાં !
થાકયાં પી પી મૃગમાયા રે લોલ:
જિંદગીની ધોમધખી વાટે, રસિકડાં !
શીળી છે સ્નેહકેરી છાયા રે લોલ.

પ્રેમનાં પીયૂષ પાન પોષી, રસિકડાં !
ફાલી ફૂલી છે પ્રાણવેલી રે લોલ:
માંઘેરી મંજરીઓ એની, રસિકડાં !
મીઠી સુવાસ રહી રેલી રે લોલ.

હૈયાની કુંજ છૂપી કોકિલા, રસિકડાં !
 કરતી કલ્લોલ કિલકારા રે લોલ:
વિશ્વમાં વિભુજી હાસ વેરે, રસિકડાં !
 દીસે એ નૂરના ઓવારા રે લોલ.

અંતરની દેવકીકી ચમકે, રસિકડાં !
 પડદા શા ઉપડે અનેરા રે લોલ:
હૈયાં હસે શાં હેતઘેલાં, રસિકડાં !
 ઉઘડે ઉજાસ ઘેરા ઘેરા રે લોલ.

પાવન પિતાજી પ્રેમસિંધુ, રસિકડાં !
 વરસે છે ભર્ગના ફુવારા રે લોલ:
જોગીની જહાંગીરી માણો, રસિકડાં !
 પી પી અનંત એની ધારા રે લોલ.

પ્રેમલ પ્રભુનાં પ્રાણપ્યારાં, રસિકડાં !
 આજની આ વેળ છે અનેરી રે લોલ:
લુંટો લુંટાવો પ્રેમ-સાગર, રસિકડાં !
 નાચો આનંદ ઉરપ્રેરી રે લોલ.

મ્હેકે શી મ્હેક મ્હેક મોંઘી, રસિકડાં !
 લ્યો, લ્યો, પીયોની મધુ-ધારા રે લોલ:
આવો, આવોની, રંગઘેલાં રસિકડાં !
 આવો, પીવાને રસ પ્યારા રે લોલ.



# સ્નેહીડાં! રંગે રમો.

( આશાભર્યાં તે અમે આવીયાં,—એ ચાલ. )

卐

વ્હાલાં! ખીલે રસવાડીયો,
ફૂલ ફાલે શી ફોરમ ફોર રે!
સ્નેહીડાં! રંગે રમો રે!
મીઠા સમીર મધુમાસના,
કૈં હેલે કુસુમ–ઉર–દોર રે,
સ્નેહીડાં! રંગે રમો રે!

રેલે સુધા–રસ રેલ શી!
સ્નેહશોભી સુમોહનચંદ રે,
સ્નેહીડાં! રંગે રમો રે!
હસી હસી શો હસાવતો!
રસઘેલાંનો ઉર આનંદ રે,
સ્નેહીડાં! રંગે રમો રે!

રંગે રમે રસ–રાણીયો,
રસ રેલે લલિત લલકાર રે,
સ્નેહીડાં! રંગે રમો રે!
પ્રેમેભર્યાં જગપ્રેમીઓ,
રંગઘેલાં ઉલ્લાસે અપાર રે,
સ્નેહીડાં! રંગે રમો રે!

રંગે રમે રસ-રાજ શા !
રસઘેલા મધુપ મધુર રે,
સ્નેહીડાં ! રંગે રમો રે !

નાચે કૂદે ને કૂદી નાચતા,
મદઘેલા પી પી રસ-પૂર રે,
સ્નેહીડાં ! રંગે રમો રે !

રંગે રમે મધુ-મોરલા,
રમે રંગે સોહાગણુ ઢેલ રે,
સ્નેહીડાં ! રંગે રમો રે !

રંગે ભરી શી ઉલ્લાસતી !
સ્નેહશીળી શી માધવીવેલ રે !
સ્નેહીડાં ! રંગે રમો રે !

રંગે રમે ઋતુરાજવી,
રમે રંગે મદન મહારાજ રે,
સ્નેહીડાં ! રંગે રમો રે !

રંગે રમે રસ-ઘેલુડાં,
રમે રંગે શો સ્નેહી સમાજ રે !
સ્નેહીડાં ! રંગે રમો રે !

વ્હાલાં ! રમો રસ-કેસર રે,
કેં કુંકુમ કેસુડી ફાગ રે,
સ્નેહીડાં ! રંગે રમો રે !

મુકો 'સરરર' પિચકારીયો,
સ્નેહઘેલાં રસિક સોહાગ રે,
સ્નેહીડાં ! રંગે રમો રે !

છેલછબીલ અલબેલડાં!
ઉઠો, ઉઠોની, રસ તરબોળ રે,
સ્નેહીડાં! રંગે રમો રે!

મોજે ઉડાવો મનમાનતી,
આજ ખેલોની છાકમછોળ રે,
સ્નેહીડાં! રંગે રમો રે!



## રંગઘેલી.

( ગોવાળીએ ઘેલાં કીધાં રે,—એ ચાલ. )

卐

રંગ રમે રસ–રાસ, રંગઘેલી રંગે રમે રે !
હૈયાં હસે શાં સુહાસ, રંગઘેલી રંગે રમે રે !

પૂર્ણિમા પ્રફુલ્લ ચારુ ચમકે શી ચાંદની !
વેરતી શા વિશ્વમાં વિલાસ !
રંગઘેલી રંગે રમે રે !

પલકે શી સ્નેહઘેરી તેજ તરલ તારિકા !
આછેરા નીતરે ઉજાસ;
રંગઘેલી રંગે રમે રે !

કોકિલા સુધારસે રસેલ શી રસિકડી !
ચપળા શી ચેતના ચકોર !
રંગઘેલી રંગે રમે રે !

સૃષ્ટિમાં ઉલ્લાસ રંગ રેલ શી રેલાવતી !
હળવે હિલોળે ઉર દોર;
રંગઘેલી રંગે રમે રે !

રમ્ય શી રસેશ્વરી, સૌભાગ્ય સ્નેહ શોભના !
શોભતી સુહાસિની સમસ્ત;
રંગઘેલી રંગે રમે રે !

પુષ્પ શી પ્રફુલ્લપ્રાણ, પ્રેમપૂર્ણ પદ્મિની !
આત્મ શા હુલાવતી અનસ્ત !
રંગઘેલી રંગે રમેરે !

સ્નેહના સોહાગ સૂર, શાંતિ શી સુધા મધુર !
ઉછળે ઉમંગ–ઘેરાં ઉર;
રંગઘેલી રંગે રમે રે !
પ્રાણમાં શાં પ્રેમપૂર, નેનોમાં નેહનૂર !
હૈયાં શાં હેતઘેલાં–તૂર !
રંગઘેલી રંગે રમે રે !

રંગે રમે રસ–રાસ, રંગઘેલી રંગે રમે રે !
હૈયાં હસે શાં સુહાસ, રંગઘેલી રંગે રમે રે !



# દિલરંગી દૂધ.

( હો આવજો રસિયાજી રે,—એ ચાલ. ,



દૂધની મટુકી ભરી વેચવાને ચાલીઓ,
ગોપિકા ઉલ્લાસમાં અપાર રે,
હો દૂધડાં દિલરંગી રે !
મહીયારી સ્નેહઘેલી, ગોપિકા ગોવાળણી;
સિંચતી શી સ્નેહકેરી ધાર રે !
હો દૂધડાં દિલરંગી રે !

"દૂધડાં હો લ્યો રે કોઇ ! સ્નેહસૃષ્ટિ માનવી,"
કોકિલા કૂજંત સ્નેહસૂર રે,
હો દૂધડાં દિલરંગી રે !
દૂધ ન્હોય પ્રેમીનાં કૃપાપીયૂષ પાન એ,
સ્નેહથી રસેલ જીવન-નૂર રે,
હો દૂધડાં દિલરંગી રે !

પ્રાણથીય પ્રિય સૌમ્ય શાંત મારી ગાવડી,
તેથીયે સુપ્રિય વત્સ બાલ રે,
હો દૂધડાં દિલરંગી રે !
વત્સ એ દીધેલ દૂધ ગોપિકાના વ્હાલમા !
પૂજ્ય પ્રેમી ! પાન લ્યો, કૃપાલ રે,
હો દૂધડાં દિલરંગી રે !

પાન લ્યો પીયૂષનાં, ઓ પ્રેમથી પ્રફુલ્લરાજ !
પ્રેરતાં એ વેન નેહી-નેન રે,
હો દૂધડાં દિલરંગી રે

સ્નેહના સૌભાગ્યચંદ્ર, રાસ–રસિક રાજવી,
દીધલાં અમારી કામધેન રે,
હો ફૂધડાં દિલરંગી રે !

સ્નેહ–ફૂધની સુધા સ્રવંત પ્રાણપાત્ર આ,
સ્નેહથી અખૂટ છે ભરેલ રે,
હો ફૂધડાં દિલરંગી રે !

સૌમ્ય ઓ સુહાગીરાજ ! આવી રસિક વ્હાલમા,
સ્નેહની કરોની રેલછેલ રે,
હો ફૂધડાં દિલરંગી રે !



# એ અવસરમાં.

( કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,—એ ચાલ. )

卐

કે ચોકમાં ચંદનચાંદની રેલતી રે,
કે વરસે અમૃત શું શતધાર !
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે એવાં ઉર રસ–ઓજસ ઓપતાં રે,
કે વરસે શાં અમૃતરસ–સાર !
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે શશિયર સોળ કળાયલ શોભતો રે,
કે ઉભરે ઉર ઉર શા આનંદ !
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે શોભન એવો સ્નેહલ શોભતો રે,
કે ઉરનો ઉજવળ આતમ–ચંદ;
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે વાતા મંદ સુમંદ સમીરણો રે,
કે નાચે મદભર શી તરુવેલ!

રસીલા!

એ અવસરમાં આવજો રે.

કે એવાં રસિયાં ઉર હેલે ચઢ્યાં રે,
કે નાચે પી ચેતનરસ–હેલ;

રસીલા!

એ અવસરમાં આવજો રે.

કે નીતરે દેવદુવાઓ શી આભથી રે!
કે વિશ્વે વેરે શાં વિભુ હાસ!

રસીલા!

એ અવસરમાં આવજો રે.

કે હસતી દેવકીકી એવી અંતરે રે,
કે નીતરે નવજોબન રસહાસ;

રસીલા!

એ અવસરમાં આવજો રે.

કે ઉંચે ઉર્મિ ઉમંગ ઉલ્લાસમાં રે,
કે ઉછળે ઉદધિ ઉન્નત ઉર;

રસીલા!

એ અવસરમાં આવજો રે.

કે એવાં પાવન પુણ્ય પ્રભાભર્યાં રે,
કે ઉછળે ઉર ગંગાનાં પૂર;
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે હસતી પ્રેમપ્રફુલ્લી પોયણી રે,
કે દેખી મનમોહન પિયુ–રાજ;
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે દેવા દર્શન એમ પધારજો રે,
કે પ્રીતમ પૂજ્ય પિયુ પ્રભુરાજ;
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે જોજો, જીવણ, ભૂલતા ભૂલથી રે,
કે આવી અમૂલખ જીવન–વેળ;
રસીલા !
એ અવસરમાં આવજો રે.

કે આવજો, મારા સમ વરણાગિયા રે,
કે છોગલાં ખોસીશ, છબીલા છેલ !
રસીલા !
એ અવસરમાં આવજો રે.



# પૂનમ.

( વ્હેલા આવજો, હો લાલ !,—એ ચાલ. )

卐

સ્મિતભર સ્નેહસખી શી ! સ્વર્ગસદનથી ઉતરી, હો બ્હેન !
સુધારસ નિર્ઝરી, હો બ્હેન !
શોભન સ્નેહ—સુહાગણુ શી શોભે રસ—સુંદરી, હો બ્હેન !
ઉલ્લાસ ઉરે ભરી, હો બ્હેન !

(સાખી) નવજોબનભર નીતરે રસિયાં ઉર રસ સ્નેહ;
શતધારાભર શો ઝરે સૃષ્ટિમાં અમીમેહ !

નીરખી આત્મજનો જયમંગલ યશ નભમંડળે, હો બ્હેન !
હસંત પળે પળે, હો બ્હેન !
ઉદધિ ઉર્મિ ઉલ્લાસ ઉમંગભર્યો ઉર ઉછળે, હો બ્હેન !
તનુજ ઉર નીગળે, હો બ્હેન !

(સાખી) સોળકળા શશીરાજ શો ! વિખરે સમીર સુવાસ;
રસ રસબસ સૌ વિશ્વમાં શાં વેરે વિભુ હાસ !

રજની રસદેવી શી ! નવચેતનરસ નીતરે, હો બ્હેન !
પ્રફુલ્લ ફૂલી ફરે, હો બ્હેન !
ગ્રહગણુ ગેબી ઉરગુંજન શાં રસગીત ઉભરે, હો બ્હેન !
મુદે મનને હરે, હો બ્હેન !

(સાખી) પ્રેમલ પદ્મિની પોયણી, નીરખી પિયુ રસરાજ,
મદઘેલી શી ડોલતી, હસતી ઉર સુખસાજ !

પીતી પૂજ્ય પતિ પ્રભુજીનાં પ્રેમલ પૂર શાં ! હો બ્હેન !
ભર્યાં મુખ નૂર શાં ! હો બ્હેન !
કામિની કોયલ સિંચે મદકલ પંચમ સૂર શા ! હો બ્હેન !
ભરે રસ ઉર શા ! હો બ્હેન !

(સાખી) રંગભરી રસ-રેણુમાં કરતાં રેલંછેલ,
રંગે રસ-રાસે રમે રસરસિયાં રસખેલ !

પ્રેમલ પરમપિતા ઉર સંદેશો સૌયે ઝીલે, હો બ્હેન !
હસી હસી સૌ ખીલે, હો બ્હેન !
પ્રીતે અમૃતરસનાં પાન પીવાડી સૌ પી લે, હો બ્હેન !
ભરી ભરી લે દિલે, હો બ્હેન !

(સાખી) સૌ સર્જન સૌભાગ્યનો, ચારુ ચંદ્રક ચંદ,
શો શોભે ભૂમિભાલમાં જન મન ઉર આનંદ !

સજની ! એવાં તુજ જીવન-સૌભાગ્ય અખંડ હો ! હો બ્હેન !
જીવન સુખકંદ હો ! હો બ્હેન !
પાવન પૂજ્ય પ્રભુ ઉરના પ્રેમલ મકરંદ હો ! હો બ્હેન !
અમિત આનંદ હો ! હો બ્હેન !



## બળેવ.

( શ્હેરનો સૂબો ક્યારે આવશે રે ?,—એ ચાલ. )

卐

ઉંચી ચઢું ને હેઠે ઉતરૂં રે,
જોઉં મારા વીરાની વાટ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.
વાળ્યાં વળે નહિ નેણલાં રે,
ઉત્સુક ઉર ઉચાટ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.
ઘેરાં પ્રભાત શાં ઉગીયાં રે,
ઘેરા ઉગ્યા ભૃગુરાજ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.
ઘેરા ઘેરા વાયે વાયરા રે,
ઘેરા જીવન સુખસાજ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.

ધમ ધમ ઘોડલી આવતી રે,
દેખી ઉરે રસ–હેલ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.
બાંધી લીલાછમ લીમડે રે,
નીરીશ નાગરવેલ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે

ઢાળી મૂકયા મેં તો ઢોલિયા રે,
આસન સાજ અનૂપ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.

આવી બેસે મારો વીરલો રે,
શોભન સ્નેહ–સ્વરૂપ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.

સોનલ બાજઠ માંડીયા રે,
માંડયા મેં તો જોડાજોડ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.

નણુદલવીર ને વીરલો રે,
સાથે જમે ભરકોડ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.

પાન સોપારી ને એલચી રે,
વ્હાલભર્યા મુખવાસ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.

બીડાં બનાવેલ બેવડાં રે,
આરોગે ઉર ઉલ્લાસ રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવના રે.

સાવ સોનાનાં સખિ ! સોગટાં રે,
ચોપાટ રત્નજડિત રે, સાહેલી !
વ્હાણેરાં વાય બળેવનાં રે.

પાસા ચઢે પૂર રંગમાં રે,
વીરો રમે શુભ રીત રે, સાહેલી!
વ્હાંણેરાં વાય બળેવનાં રે.

ફાલી ફૂલી ફૂલવાડીએ રે,
બાંધું હિંડોળો રસાળ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

સોનેરી સાંકળ નાંગરૂ રે,
હીંચે વીરો રઢિઆળ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

ઉંચા મંદિર ઝરૂખડે રે,
સેંજ બિછાવું વીરકાજ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

મખમલ મશરૂ તળાઇઓ રે,
ઓશીકે અતલસ સાજ રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

લોચન માડી સમોવડાં રે,
બોલાશ બાપ શી ધીર રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

એવે એધાણે વીર આવશે રે,
ખંમા! ખંમા! મારો વીર રે, સાહેલી!
વ્હાણેરાં વાય બળેવનાં રે.

સાસરવાસી હું બ્હેનડી રે,
સ્વાગત શાં કરૂં ખાસ રે, સાહેલી!
બ્હાણેરાં વાય બળેવનાં રે.

કોડભર્યો રખે વીરલો રે,
આવીને થાય ઉદાસ રે, સાહેલી!
બ્હાણેરાં વાય બળેવનાં રે.



# અલબેલડી.

( હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !;—એ ચાલ. )

卐

હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

સહિયરની હેલ નથી આજે કો સાથમાં,
એકલડાં જાઓ ક્યાં, સાહેલડી ?
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

ચપળા ચાલો છો ચારુ ચટકંતી ચાલમાં,
નાચો છો સ્નેહભર્યાં ઢેલડી !
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

અંજનીયાં આંજેલી આશાભરી આંખડી,
દીસે ઘેરાતી રંગ–ઘેલડી !
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

હીંચો છો આજ સખિ ! હીંચકે વસંતને,
ફૂલડે ફાલ્યાં છો દેહવેલડી !
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

સ્નેહના સોહાગ ફાગ ફૂલડાંને ફૂમતે,
છબીલાં દીસો છો, રૂપછેલડી !
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

સૂરજ ને ચાંદલીયે સોહ્યાં છે શોભના,
હળવે સમારો રસચુંદડી !
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

ધીરે ચાલોની, જરા ધીરે, રસિકડી !
આજે ઉતાવળો શી એવડી ?
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !

પ્રેમની વસંત આજ પ્રાણભરી પાંગરી,
ઓરાં આવોની, અલબેલડી !
હું વાત કહું ઉભાં રહોની, અલબેલડી !



# વળામણું.

( મારી મટુકીમાં હો મહારાજ! મહીડાં છલકે રે,—એ ચાલ. )

卐

વ્હાલા! સાંભળજે એક બોલ, બ્હેનડી કાજે રે,
જરા ધીરે ઢબૂકજે ઢોલ, ઢોલીડા! આજે રે,
લેતી સાસરીયાશું વિદાય બાળકી બાળી રે,
ઉર અંતરીયે શી છવાય! વાદળી કાળી રે;

(સાખી) જોજે, ના કરતો અહ્યાભાઈ, ઉતાવળ આજ;
મુજ ઉરધન આજે જતું, જાતો સર્વ જીવન સુખસાજ:

ઢોલીડા! આજે રે,
વ્હાલા! સાંભળજે એક બોલ, બ્હેનડી કાજે રે.

આજે અપશુકની શી સવાર ઘરથી ઉગી રે,
ઉર ધગધગતી અંગાર ઝાળ ભભૂકી રે,
મારાં લોચનીયાં ઉભરાય આંસુ ફુવારા રે,
મન માર્યું ન સ્હેજ મરાય, ઢોલીડા! પ્યારા રે;

(સાખી) કુસુમલ છે મુજ લાડકી, વસમી સાસરવાટ;
દોહલ દિન કયમ ગાળશે, મારા ઉરમહીં એહ ઉચાટ:

ઢોલીડા! આજે રે,
વ્હાલા! સાંભળજે એક બોલ, બ્હેનડી કાજે રે.

મારા જીવન સર્વનો સાર, લાડકી લાડી રે,
પ્રેમે ઉરરસ અમૃતધાર, એને પીવાડી રે,
એણે સહિયરનો સહચાર, ઘડીયે ન ત્યાગ્યો રે,
નથી વાયુ ઉન્હો ક્ષણવાર એહને લાગ્યો રે;

(સાખી) શીતળ મહિયર છાંયડી, સ્હેજ કરી નથી દૂર;
એકલ હા! મૂકવી હવે, વ્હાલા! એહુ ચીરે મુજ ઉર:

ઢોલીડા! આજે રે,
વ્હાલા! સાંભળજે એક બોલ, બ્હેનડી કાજે રે.

વ્હાલા! કેમ કરી મુજ ઉરઆંસુડાં ખાળું રે,
ભાળું ચોદશ શોકનાં પૂર, મન કેમ વાળું રે,
મારી જીવનવેલડી જાય, દિલડું દાઝે રે,
હવે દેવાની આવી વિદાય, વસમી આજે રે;

(સાખી) બ્હેન્ય ઉભી ગૃહદ્વારમાં, શુકન ઘડી વહી જાય;
ધોરીડા ઉડવા મથે, મારૂં જીવન ઝોલાં ખાય:

ઢોલીડા! આજે રે,
વ્હાલા! સાંભળજે એક બોલ, બ્હેનડી કાજે રે.



## આનંદ ઉભરે.

( રાતલડી રળિયામણી, મનમોહનજી!—એ ચાલ )



મ્હોર્યો પૂનમ રસચાંદલો, રંગરસિયાજી !
મારે મ્હોર્યાં જીવન રસકોડ;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !
આવો, પીયે અમી પ્રીતથી, રંગરસિયાજી !
આવો, આવોની, જીવનજોડ !
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !

વ્હાલા ! હસે વિભુ હાસ શાં ! રંગરસિયાજી !
આજ રેલે જીવન ઉલ્લાસ;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !
મ્હોરી જીવન રસવેલીયો, રંગરસિયાજી !
આજ મ્હોર્યાં જીવન અભિલાષ;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !

મ્હોરી જીવન–મ્હોલાત શી ! રંગરસિયાજી !
આજ મ્હોર્યો રસિક રળિયાત;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !
મ્હોરી જીવણકેરી પ્રીતડી, રંગરસિયાજી !
આજ મ્હોરી જીવન રસવાટ;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !

વ્હાલા ! હસે પ્રાણુ-પાંખડી, રંગરસિયાજી !
આજ જાગે વસંત સોહાગ;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !
આસવ અમોલા મ્હેંકતા, રંગરસિયાજી !
આજ ખીલે શો જીવનબાગ !
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !

આશાભરી અમી-આંખડી, રંગરસિયાજી !
આજ પીતી મધુરસ પાન;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !
નાચે તરલ તેજ તારિકા, રંગરસિયાજી !
આજ એવાં છે જીવન-તાન;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !

રેલે વિભુવર મ્હેર શી ! રંગરસિયાજી !
આજ હેલે શા ચેતન-સ્પંદ !
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !
લ્યો, લ્યો, પીઓ પ્રિય પ્રાણુથી, રંગરસિયાજી !
આજ પાવન પ્રભુ પડછંદ;
આનંદ ઉભરે રે, રંગરસિયાજી !



# આઘા રહોની.

( પાલવડો મારો મ્હેલો, મોહનજી !,—એ ચાલ. )

卐

આઘા રહોની આજ, અલબેલા રાજજી !
જમનાજી જળ મારે જાવાં રે લોલ.

નેહે નચાવી નેણ ન્હાનેરા નંદલાલ !
આવાં તે દાણ શેનાં માગો રે લોલ;
ઝાઝું શું કહીયે રાજ ! રહેજોજી ભારમાં,
મારગડે ખેલ આવા ત્યાગો રે લોલ.
આઘા રહોની.

ગાગર નંદાશે નંદનાગર રસિકલાલ !
કાંકરડી આવી નવ મારો રે લોલ;
સોનલ ઈંઢોણી મારી હૈયાના હાર શી !
ખરશે મોંઘેરા એના તારો રે લોલ.
આઘા રહોની

આજે અસૂર થાય સહિયરના સાથમાં,
મારગડો મ્હેલો મનમાવા રે લોલ;
મહીડાં પાવાને રાજ ! મંદિર પધારજો,
જીવણજી ! ઘોની જળ જાવા રે લોલ.
આઘા રહોની.



## સન્માન.

( ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત,—એ ચાલ. )

卐

શાં કરીયે સન્માન !
તમારાં શાં કરીએ સન્માન !
વ્હાલાં ! પ્રિય ગુણવાન,
તમારાં શાં કરીયે સન્માન !

સ્નેહી સ્વજન સહવાસ અતિશય,
દુર્લભ જીવન-વ્યોમ:
આજ સુભાગી કર્યાં સ્વજનો સૌ,
ઉદિત થયો સુખ-સોમ !
તમારાં શાં કરીયે સન્માન !

પાવન પુણ્ય પનોતે પગલે,
કીધાં અમ દીન ધામ:
ધન્ય ! અનુપમ આજ ઘડી,
તમ દર્શનથી અભિરામ !
તમારાં શાં કરીએ સન્માન !

દિવ્ય સુવાસિત પુષ્પતણા નથી,
પ્રિય ! તમ સ્વાગત-હાર:
નૈસર્ગિક પ્રિય વાણીતણા અમ,
અનુગ્રહી લ્યો સત્કાર !
તમારાં શાં કરીયે સન્માન !

સ્વાગત અમ અધૂરાં નથી, વ્હાલાં!
અ ધૂ રા  સા ધ ન  સા જ:
સ્નેહલ વિમલ હૃદય રસભર છે,
પ્રિયજન સ્વજન સમાજ!
તમારાં શાં કરીયે સન્માન!

બહુ કરુણા કરી દીન જનો પર,
ગુ ણ–ગ ર વાં  મ હે મા ન:
આજ ઉલ્લાસસર્યાં કરતાં ઉર,
સ્ને હ–સુ ધા ર સ  પા ન!
તમારાં શાં કરીયે સન્માન!

અમૂલખ અવસર આજ સહી લ્યો,
પ્રિય! અમ અવનવ ઢંગ:
જી વ ન નૂ ર! પ ધા રી સુ પ્રે મે,
રે લ વો  મો દ ની  ગં ગ!
તમારાં શાં કરીએ સન્માન!

શાં  ક રી એ  સ ન્મા ન!
તમારાં શાં કરીએ સન્માન!
વ્હા લાં! પ્રિ ય  ગુ ણ વા ન,
તમારાં શાં કરીએ સન્માન!



# ગોકુળ આવજો રે.

( તમે અજાણ્યા અમે જાણીયે રે,—એ ચાલ. )



વ્હાલા ! વાયદા સર્વ ગયા વહી રે,
વ્હાલા ! વ્હાલપની ગત ના લહી રે,
આમ મૂકી ગયા દીન દાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ભૂલ્યા ગોઠડી રંગ-વિલાસને રે,
ભૂલ્યા ઉર ઉમંગ ઉલ્લાસને રે,
ભૂલ્યા સ્નેહભર્યો સહચાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

શીળા સરવરીયાના સમીર છે રે,
રવિરાજનાં કંચન કિર છે રે,
શોભે શોભન સૌ ઋતુસાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ફૂલ ફાલ ફૂલી ધરણી હસે રે,
ફોર તેલ ફુલેલની શી લસે રે,
વેલીકુંજો સજે શણુગાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ત્યારાં પંખેરુનાં મધુગીત છે રે,
કલગુંજન ભૃંગ લલિત છે રે,
વેણુ ચતરંગના સૂર સાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

મનમોહન કાલિંદી તીર છે રે,
વ્હાલા ! મીઠડાં કાલિંદી નીર છે રે,
રસકુંજે સરે મધુ–ધાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ઘેરો ઘેરો સુધારસ ચંદ છે રે,
ઘેરો ઘેરો શો ઉર આનંદ છે રે,
ઘેરો અંતર અમીરસ–સાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ગોરી ચંદન ચાંદની રેણુ છે રે,
ગોરાં વાછરુ ને ગોરી ધેણુ છે રે,
ગોરી મહીડાં ને દૂધડાંની ધાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ખૂબ ખાઈશું ખાંયણા ખીચડી રે,
પીશું દહીંની કઢી નાંખીને વડી રે,
શાક માખણના નવ પાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ખાશું રામફળો રસકેસરી રે,
લેશું જાંબુડાં, બોર ખીસાં ભરી રે,
કેળાં, કેરીની લૂમો અપાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

ગોપી ગોપની મંડળી પાસમાં રે,
ઉભી ઉત્સુક રમવાને રાસમાં રે,
આવી મોજે ઉડાવો અપાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

વ્હાલા! આવી ખેલો રસ-ખેલને રે,
વ્હાલા ! રેલાવો આનંદ રેલને રે,
પીને પાઓ પીયૂષ આ વાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

આવો, છાંટું સુકેસર-સારને રે,
આવો, આપું હૈયાકેરા હારને રે,
હ્યો, હ્યો, છોગલાં ખોસું કુમાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

સ્નેહકેરી સીમા પ્રિય પાસ છે રે,
સુખકેરી સીમા સહવાસ છે રે,
ઝાઝું કહીયે શું નંદકુમાર રે? મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !

આવો, વ્હાલા! પૂજું પ્રેમપૂરથી રે,
આવો, વ્હાલા ! નિમંત્રું છું ઉરથી રે,
આવો, આવોની ઉર-આધાર રે, મોહનરાય !
એકવાર ગોકુળ આવજો રે !



# રસ પી લ્યો.

( વરઘોડો, વરઘોડો, વ્હાલમનો વરઘોડો રે,—એ ચાલ. )

卐

રસ પી લ્યો, રસ પી લ્યો, રસિકડાં ! રસ પી લ્યો રે.

આસવ અમોલા આજ ઉભરે અનંતધાર,
ફૂલ્યો વસંત શો રસીલો !
રસિકડાં ! રસ પી લ્યો રે.

વરસે છે આજ વિભુ સ્નેહની વસંતિકા,
વ્હાલાં ! હૃદયપટ ઝીલો;
રસિકડાં ! રસ પી લ્યો રે.

સુરભિ સોહાગ આજ પમરે શા પ્રાણથી,
મોંઘા પરાગને લુંટી લ્યો;
રસિકડાં ! રસ પી લ્યો રે.

આશા નિરાશામાં લોલક શાં ઝૂલતાં,
વ્હાલાં ! હસાવી હસી લ્યો;
રસિકડાં ! રસ પી લ્યો રે.

જીવનના જોગ મરુમાયાનાં ઝાંઝવાં,
રસિયાં ! રસિકતા વરી લ્યો;
રસિકડાં ! રસ પી લ્યો રે.

આજે ઉભાં છો સ્નેહગંગાને કાંઠડે,
લ્યો, લ્યો, સુધારસ પી લ્યો;
રસિકડાં! રસ પી લ્યો રે.

રસ પી લ્યો, રસ પી લ્યો, રસીકડાં! રસ પી લ્યો રે.



# ઉડીયે ઉંચાં ઉંચાં.

( આશાભર્યા તે અમે આવીયાં,—એ ચાલ. )



ઉંચા આવાસ અલબેલડા ને,
કે ઉંચા ઝરૂખા સોહાગ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચાં જીવન રસ–ઘેલુડાં ને,
કે ઉંચા ઉડે શા પરાગ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચે તગે તેજ–તારલા ને,
કે ઉંચે ઉડે શશીરાજ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચે કલ્લોલે કલ પંખીડાં ને,
કે ઉંચા જીવન રસ–સાજ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચા સરોવર માનસી ને,
કે ઉંચા શિખર કૈલાસ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચા ઉઠે ગિરિરાજ શા ને,
કે ઉંચા સદાશિવ વાસ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચે ઉડે રશ્મ-વીજળી ને,
કૈં ઉંચા ઉડે જળ-મેહ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !
ઉંચા ઉડે દેવ દેવતા ને,
કૈં ઉંચા સાહેલીના સ્નેહ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચા તે ગઢના કાંગરા ને,
કૈં ઉંચા ઉડે આકાશ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !
ઉંચે ઉડે રવિરાજ શા ને,
કૈં ઉંચે ઉષાના વિલાસ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !

ઉંચે ઉડે ગ્રહગોળ શા ને,
કૈં ઉંચાં પ્રભુજીનાં ધામ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !
ઉંચાં, આવોની, આજ ઉડીયે,
પ્રિય ! પીયે પ્રભુજી પેગામ રે,
ઉડીયે ઉંચાં ઉંચાં રે !



# સોહાગણની સાસરી.

( કે આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,—એ ચાલ. )

卐

કે બ્હેનને વ્હાલી સોહાગણ સાસરી રે,
કે અમને વ્હાલા બ્હેનીબાના સ્નેહ;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?
કે બ્હેનની સહિયર સૌ ટોળે મળી રે,
કે વરસે જયમંગળ ફૂલ-મેહ;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?

કે બ્હેનને ભાલે તે કુંકુમ-ચાંદલા રે,
કે બ્હેનને શીર જયઅક્ષત સાર;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?
કે બ્હેનને પાવલીયે મંગળ સાથિયા રે,
કે બ્હેનને રસસુંદર ફૂલ-હાર;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?

કે બ્હેનીબા માડીને પડીયાં પાયલે રે,
કે એમનાં અંતરીયાં અકળાય;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?

કે બ્હેનનાં બ્હેનીની ભીંજે આંખડી રે,
કે "બ્હેનીબા, આવજો!" નવ ઉચરાય;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?

કે બ્હેનનાં ભાભી તે લે ઓવારણાં રે,
કે ઉચરે "જાળવી જાજો પંથ;"
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?
કે "વ્હેલાં આવજો, નણદલ મીઠડાં રે,"
કે "આવજો, આવજો, ઉર વસંત;"
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?

કે બ્હેનના વીરોજી ઉભા આંગણે રે,
કે અંતર ઉભરે તાલાવેલ;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?
કે બ્હેનીયે મંગળ–પગલાં માંડીયાં રે,
કે ચાલ્યાં મૂકી માયા મેળ;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?

કે બ્હેનીયે લીધાં તે શ્રીફળ હાથમાં રે,
કે વંદ્યાં બાપુને સ્નેહવિદાય;
સોહાગી બ્હેન !
કેમ કરી જાશો સાસરી રે ?

કે બ્હેનને મંગળ વેળા વહી જતી રે,
કે "જય જય" કહેતાં કંઠ રૂંધાય;
સોહાગી બ્હેન!
કેમ કરી જાશો સાસરી રે?

કે બ્હેનની બ્હેનપ્યો તે વાટે વહી જતી રે,
કે ઉભરે બ્હેનના ઉર અનુરાગ;
સોહાગી બ્હેન!
કેમ કરી જાશો સાસરી રે?
કે ઉચરે સ્નેહે તે ભીની આંખડી રે,
કે "હોજો અણુખંડયાં સૌભાગ્ય!"
સોહાગી બ્હેન!
કેમ કરી જાશો સાસરી રે?



## અંતર–આંખડી.

( ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને,—એ ચાલ.)

卐

અવિનાશી ! આપો એ અંતર–આંખડી !
પ્રેરી પુણ્ય પ્રભામય પ્રતિભા પૂર જો !
પ્રકટાવી રસ–જ્યોતિ આત્મનમંદિરે,
ચેતનીયાં વરસાવી અંતર–ઉર જો !
અવિનાશી ! આપો એ અંતર–આંખડી !

અર્પે શી આશીષો અરુણો આભથી ?
ઉભરે શી રસ–ઘેરી મધુર સુવાસ જો ?
આભલભેદક જયદૃષ્ટિ જે ઓળખે,
અવિનાશી ઇશ્વરનાં અનુપમ હાસ જો !
અણદીઠી આપો એ અંતર–આંખડી !

કુંકુમકિર લખે શા આભલ ભાલમાં,–
પૂજ્ય પિતા પ્રભુજીના ઉર–સંદેશ જો ?
જયમંગળ એ વર્ણ સુવર્ણ ઉકેલવા,
પ્રાણભરી પીવા પ્રભુવર આદેશ જો !
અનુપમ શી ! આપો એ અંતર–આંખડી !

આછેરી ચમકે ઓ તારકમાળ શી !
શશિયર શો શોભે અમીરસ તરબોળ જો !
સવિતા શાં પાતો નવચેતન ભર્ગને ?
શાં ગુંજે ગીત ગેબી ગ્રહગણુ ગોળ જો ?
ઓળખવા આપો એ અંતર–આંખડી !

શા સુસવે સિસકાર સુહાગી સમીરણો !
ઘેરો શો ઘુઘવે એ સાગર–રાજ જો !
ઋતુઓનાં ગમનાગમ અદ્દભુત યોગ્ય શાં !
કિલકિલ કલ્લોલે શો પંખી–સમાજ જો !
આલોચક આપો એ અંતર–આંખડી !

ભરતીઓ આવે રે સ્નેહલ ઉર્મિની,
આછેરી ઉછળે રે આતમગંગ જો !
અદકેરી દેહોની માયા ઓસરે,
ઓળખતાં ઉર ઉરનો કેસર–રંગ જો !
અણમૂલી આપો એ અંતર–આંખડી !

સાધે આત્મા આત્માના અભિયોગને,
અવિનાશી અંધારાં જાય અઘોર જો !
અંતરને અજવાળે આત્મન–ઓજસો,
તેજ તપે અણદીઠાં આઠે પ્હોર જો !
આત્માને આપો એ અંતર–આંખડી !



# ગુર્જરીને ચોક.

( ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ,—એ ચાલ. )

卐

ગરબે રમવાને સખિ ! આવજો રે લોલ,
ગરબો રચ્યો છે રમ્ય આજ શો શોભાભર્યો રે લોલ,
ગુર્જરીને ચોક સખિ ! આવજો રે લોલ.

(સાખી) કાશ્મીરી પંજાબી ને બંગીય ભગિની સાથ,
મહારાષ્ટ્રી મદ્રાસીને લેજો સૌ સંગાથ !

સુરતી, ખંભાતી, કચ્છની મળી રે લોલ,
મોહિની મુંબાઇની, વીરક્ષેત્રી સર્વ ખેલશું રે લોલ,
ગુર્જરીને ચોક સખિ ! આવજો રે લોલ.

(સાખી) મુનિજન તપથી શોભતા સુંદર પુણ્ય–પ્રદેશ;
પાવન સ્મરણે જેહના મોક્ષ મળેજ હમેશ !

પાપના પ્રચંડ પુંજ હારતી રે લોલ,
રમ્ય જ્યાં પુનિત તીર નીર સરિતા સરી રે લોલ,
ગુર્જરીને ચોક સખિ ! આવજો રે લોલ.

(સાખી) લીલી લલિત લીલોતરી જ્યાં ફાલે ફળ ફાલ;
નિયમિત ખટઋતુસોહિની જ્યાં રસભૂમિ રસાલ !

આબુ જ્યાં સુધીર શો શોભાભર્યો રે લોલ,
રુદ્ર શો સોહાય ગિરિરાજ ગિરનાર જ્યાં રે લોલ,
ગુર્જરીને ચોક સખિ ! આવજો રે લોલ.

(સાખી) કેસરીયા વનરાજની ગિરિગર્જીત જ્યાં ત્રાડ;
જયધ્વજ જ્યાંહી ફરફર્યા એવું અણહીલવાડ!

સિદ્ધરાજ કીર્તિ-ડંક જ્યાં બજ્યા રે લોલ,
પાટણે સહસ્રલિંગ કીર્તિકારી ક્ષેત્ર છે રે લોલ,
ગુર્જરીને ચોક સખિ! આવજો રે લોલ.

(સાખી) વિધવિધ જ્યાં સૌયે વસે સંપી મનુજ-સમાજ;
જનસાગર જ્યાં ખેડતો ભરસાગર પર જહાજ!

કીર્તિ જેની વ્યાપી ખંડ ખંડમાં રે લોલ,
સુરતી વ્યાપાર મનમોહી સર્વ વિશ્વમાં રે લોલ,
ગુર્જરીને ચોક સખિ! આવજો રે લોલ.

(સાખી) નવનવ વૈભવ ઓપતું મુંબાઈ જ્યાં મશહૂર;
મનમોહન કીર્તિભર્યાં રજનગરનાં નૂર!

વીરક્ષેત્ર જ્યાંહી સુપ્રસિદ્ધ છે રે લોલ,
જ્ઞાન, દાનશીલ શ્રી સયાજી રસિક રાજવી રે લોલ,
ગુર્જરીને ચોક સખિ! આવજો રે લોલ.

(સાખી) જગજન વંદનયોગ્ય જ્યાં પૌરાણિક ઇતિહાસ;
ગીતાગાયક કીર્તિ જ્યાં ફોરે દિવ્ય સુવાસ!

દ્વારિકા લલિત હેમ-રત્નની રે લોલ,
કૃષ્ણચંદ્ર પ્રિય જ્યાં નિવાસ વૈભવે ભરી રે લોલ,
ગુર્જરીને ચોક સખિ! આવજો રે લોલ.

(સાખી) સિદ્ધપૂર શ્રાદ્ધાંજલી અર્પે સ્વજન-સમાજ;
એક ભરૂચ સુહામણું જ્યાં તપીયા ભૃગુરાજ!

નર્મદા સરિત જ્યાં સરસ્વતી રે લોલ,
સિંધુ, તાપી, સાબ્રમતી સાથ પુણ્યદાયિની રે લોલ,
ગુર્જરીને ચોક સખિ! આવજો રે લોલ.

(સાખી) એકપતિવ્રતધારિણી મહિલાકુલ-શણગાર,
ગૃહરાણી પદ ભોગવે ઘરરખુ જ્યાં ઘરનાર!

સાસુ, શ્વસુર, સર્વ સ્નેહી સેવતી રે લોલ,
દર્શને કરે એ જીવન ધન્ય, દિવ્ય દેવીઓ રે લોલ,
ગુર્જરીને ચોક સખિ! આવજો રે લોલ.

(સાખી) જ્ઞાન, કળા, કીર્તિભરી એવી ગુર્જર-ભોમ,
ભર્ગભર્યાં શશી તારલે ઝગતું જ્યાં યશવ્યોમ!

ધન્ય! ધન્ય! રમ્ય આ પ્રસંગ છે રે લોલ,
સ્વાગતીશું સ્નેહ ને ઉલ્લાસ, કોડથી સખી રે લોલ,
ગુર્જરીને ચોક સખિ! આવજો રે લોલ.



# સર્જનનાં સૌભાગ્ય.

( કામણ દીસે છે અલબેલા ! તારી આંખમાં રે,—એ ચાલ. )

卐

સજની ! સર્જનનો સૌભાગ્ય–સમુચ્ચય શો ઝગે રે !
હસાવી હસે જગે રે !

અમૃતસેરથી વિશ્વ ન્હવાયું,
વાયા નવચેતનના વાયુ !
અંતરીયાં નવસુરભિભર શાં મઘમઘે રે ! સજની !

વિશ્વંભર રસપ્રભુતા રેલે,
રસિયાં ઉર રસ–ખેલન ખેલે !
જયમંગળ આશિષો શી વરસે જગે રે ! સજની !

ચાંદલીયો ભૂમિભાલ સુહાસે,
નવવય મેદિની ઉર ઉલ્લાસે !
પુલકિત જડ–ચેતન સૌ ઝોલે શાં ચગે રે ! સજની !

સપ્તર્ષિ જયજ્યોત સુહાગી,
બ્રહ્મસમાધિ ત્યજી, અનુરાગી !
તરલિત તારલ–લોચન તેજભર્યાં તગે રે ! સજની !

યુગ યુગની જડતા જડ ફેડી,
જનમન ઉર રસ–સુરખી રેડી !
નવજીવન રસઅંજન આંજે શાં દૃગે રે ! સજની !

પૂજ્ય પિતા–પદવંદન વંદી,
હર્ષભર્યા ઉર ઉર આનંદી !
માનવમન મસ્તીભર ઉંચાં શાં ચગે રે ! સજની !



## રંગરસિયાં રે.

( શેરીએ વળાવી સજ કરૂં,—એ ચાલ. )

卐

વ્હાલાં ! સુંદર સ્નેહ–સોહાગિયાં, રંગરસિયાં રે,
વ્હાલાં ! આવોની, ચતુર–સુજાણ,
રસિક ! રંગરસિયાં રે.
વ્હાલાં ! વ્હેતી જીવનઘડી મીઠડી, રંગરસિયાં રે,
વ્હાલાં ! લ્યો, લ્યો, પીયો રસ–લ્હાણ,
રસિક ! રંગરસિયાં રે.

વ્હાલાં ! વિશ્વ વદે છે વધામણી, રંગરસિયાં રે,
વ્હાલાં ! નવવય સૃષ્ટિ સુહાય,
રસિક ! રંગરસિયાં રે.
વ્હાલાં ! વિભુવર કોટિક નેણલે, રંગરસિયાં રે,
વ્હાલાં ! અમીરસ–ચેતન પાય,
રસિક ! રંગરસિયાં રે.

વ્હાલાં ! ચંદનરસ સરે ચાંદલો, રંગરસિયાં રે,
વ્હાલાં ! ઝીલો એની શતસેર,
રસિક ! રંગરસિયાં રે.
વ્હાલાં ! સ્નાન કરો રસસરવરે, રંગરસિયાં રે,
વ્હાલાં ! પીયો કૃપામૃત મ્હેર,
રસિક ! રંગરસિયાં રે.

વ્હાલાં ! પ્રેમપરાગ શા ઉભરે, રંગરસિયાં રે,
વ્હાલાં ! વિશ્વે વસંત–સોહાગ,
રસિક ! રંગરસિયાં રે.
વ્હાલાં ! પલ્લવ પમરે શાં પ્રાણથી, રંગરસિયાં રે,
વ્હાલાં ! ખીલ્યો શો જીવન–બાગ,
રસિક ! રંગરસિયાં રે.

વ્હાલાં ! દેવ દુવાઓ દે આભથી, રંગરસિયાં રે,
વ્હાલાં ! પૂજ્ય પિતા હસે હાસ,
રસિક ! રંગરસિયાં રે.
વ્હાલાં ! ઓસરે જીવન–ઝાંઝવાં, રંગરસિયાં રે,
વ્હાલાં ! આથમે ઉર–અમાસ,
રસિક ! રંગરસિયાં રે.

વ્હાલાં ! ઉર રસસાગર ઉલટે, રંગરસિયાં રે,
વ્હાલાં ! દિવ્ય સુણાય શા સૂર,
રસિક ! રંગરસિયાં રે.
વ્હાલાં ! સર્જન સ્નેહભર્યું હસે, રંગરસિયાં રે,
વ્હાલાં ! રેલે સુધારસ પૂર,
રસિક ! રંગરસિયાં રે.

આજ મ્હેંકે જીવન-વસંતિકા, રંગરસિયાં રે,
આજ ધન્ય–જીવન રસસ્પંદ,
રસિક ! રંગરસિયાં રે.
આજ પ્રારબ્ધ–રેખ સુહામણી, રંગરસિયાં રે,
આજ લુંટો લુંટાવો, આનંદ !
રસિક ! રંગરસિયાં રે.



# રસદેવી વાદળીને.

( વ્હેલા આવજો, હો લાલ !,—એ ચાલ. )

卐

રસિયણ રંગભરી રસવાદળી ! રસ રેલાવજે, રસિકા !
હૃદય હરખાવજે, રસિકા !
સજની ! સ્નેહ–સુહાગણ રસસાગર ઉલટાવજે, રસિકા !
હસીને હસાવજે, રસિકા !

(સાખી) સર્જન સૌ ધોમેધખ્યું, વરસ્યા અનળ અમાપ;
માનવકુળ વ્યાકુળ શું, ઉર ઉભર્યા પરિતાપ !

એવે શાંતિકૃપામૃત નિર્ઝર ઉર વરસાવજે, રસિકા !
વ્યથા વિસરાવજે, રસિકા !
રેલી અમીરસ–રેલ છલાછલ રસ છલકાવજે, રસિકા !
જીવન બહલાવજે, રસિકા !

(સાખી) સ્નેહસખિ ! ભૂલીશ મા ચાતક ચતુર–સુજાણ;
એકલ તુજ આશે ટક્યા, એ રસતરસ્યા પ્રાણ !

ભોળાં કેંક નિરાશ્રિત ઉર પ્રફુલ્લ બનાવજે, રસિકા !
ઉમંગ જમાવજે, રસિકા !
ઉરની પીડ મધુરસ–સેર સુધાથી શમાવજે, રસિકા !
દયા દિલ લાવજે, રસિકા !

(સાખી) બ્હેની ! રસ-ઝડી રેલજે, વનવગડે વેરાન;
નંદનવન ઉદ્યાન શાં દેજે જીવન-દાન !

મિથ્યા મૃગજળમય મરુભૂમિ રસેથી રસાવજે, રસિકા !
સુધાથી સુહાવજે, રસિકા !
દ્રુમદળ પલ્લવ ફળ ફૂલ ફાલ ફરીથી ફુલાવજે, રસિકા !
ખીલીને ખિલાવજે, રસિકા !

(સાખી) કર્દમમય ખાબોચિયાં, ઘડી ઘડીમાં છલકાય;
મહાસાગર માઝાભર્યાં મહિમાયે ન મપાય !

ગર્જન ગર્વભર્યું નવ ગૌરવકેરૂં ગજાવજે, રસિકા !
સુદેહ દીપાવજે, રસિકા !
ગરવાં રસસાગર શાં જીવન દિવ્ય સુહાવજે, રસિકા !
મમત્વ ભુલાવજે, રસિકા !

(સાખી) સર્જન સૌ સંતોષીને, રસદેવી ! અભિરામ;
ફૂદડીયે ફરતી જજે, જયમંગળ તુજ ધામ !

સહિયર સ્નેહભરી ! રસચેતન-પૂર ઉભરાવજે, રસિકા !
ઉરે ઉર ભાવજે, રસિકા !
પ્રેમલ પૂજ્ય પ્રભુ ઉર પ્રેમપ્રભા પીવરાવજે, રસિકા !
ફરી ફરી આવજે, રસિકા !



## વિદાય—વ્યાકુળ.

( ઓધવ ! એકવાર ગોકુળ સંચરો રે !,—એ ચાલ. )

卐

ઝૂરે સ્નેહ-વિજોગણ ગોપિકા રે,
ઝૂરે ગાયોના ગોવાળ જો,
ઝૂરે વાછરૂ જળ નેણે ભરી રે,
ઝૂરે વનવેલી તરૂ-ડાળ જો,
ઓધવ ! માધવ કયમ પાછા વળે રે !

ઓ જાય ! ઓ જાય ! રથ મારા નાથનો રે,
ઉડે ઝીણા ઝરમર છેર જો,
પળ પળ એમ પીડા ઉભરે ઉરે રે,
પ્રકટયાં પરભવકેરાં વેર જો,
વ્હાલમ ! વ્હાલપ સર્વ ભૂલી ગયા રે !

સૂની વૃંદાવન ઘનકુંજ છે રે,
સૂનાં જમના તીર અભિરામ જો,
સૂનાં વેણુ વિના પશુ પંખીઓ રે,
સૂનાં અબળા અંતર-ધામ જો,
દશ દિશ દીસે સર્વ સૂની સૂની રે !

પૂનમ હજી તો કાલે આથમી રે,
રંગે રમતાં રસભર રેણુ જો,
ત્યાં તો પીડા આ આવી અડી રે,
ઉભરે અશ્રુ-સાગર નેણુ જો,
સ્નેહી સુખડાં સર્વ હરી ગયા રે !

રોકો, રોકો, કો વ્રજરાજને રે,
રોકો, સ્નેહજીવન રસ-સાર જો,
રોકો, રોકો, રથડા વાટને રે,
રોકો, વ્હાલમ ! નંદકુમાર જો,
વાળો પાછા શ્યામ-સ્વરૂપને રે !

સુખનાં સ્વપ્નો સર્વ ગયાં વહી રે,
દુઃખના ઉગ્યા ડુંગર બાર જો,
મનડાં કેમ કરી હવે વાળીયે રે ?
વ્હાલમ ! અબળા ઉર આધાર જો,
હૈયાકેરૂં હીર હરિ હતા રે !

મળતા પહેલાં પ્રીતમ પાસમાં રે,
જાણ્યા નહિ પરદેશી ઢંગ જો,
ઘરથી જાણ્યું હત આવું કદી રે,
પાડત ઓછા પ્રિય પ્રસંગ જો,
વ્હાલમ ! સ્નેહની આ રીતો નહિ રે !

ઉભરે અંતર કાળી વાદળી રે,
ઉતરે અંધારાં ઘન-ઘોર જો,
નીતરે દારુણ મેઘ મલાર શા રે,
તપતા દુઃખ દાવાનળ દોર જો,
રડવાં એકલ જીવનમાં રહ્યાં રે !

બ્હાલમ સ્નેહસ્વરૂપે ઓળખ્યા રે,
રેલી રાસ-સુધારસ રેલ જો,
કર્મે આવી કુબુદ્ધિ ઉપજી રે,
ચાલ્યા મૂકી માયા મેળ જો,
રમશે રંગભર્યા અહિં કો હવે રે!

બળી આ કાયા કાં પડતી નથી રે?
ડસતા કાં નથી કાળા નાગ જો?
જગમાં દુઃખડાં સહેવા જન્મીયાં રે,
ઉરના આથમીયા અનુરાગ જો,
ખાળે કોણ હવે રસરાજને રે!

નમતી ચોગમ એ સંધ્યા નભે રે!
નમતા ફિક્કા એ રવિરાજ જો!
ઉગતી ફિક્કી શી નભ તારિકા રે,
ફિક્કો સ્નેહલ સૃષ્ટિ સમાજ જો,
કાળી છાયા શી જગમાં ઢળે રે!

નિરખી વાટે હરિ રથ વહી જતા રે,
એ મારી કાળજ કોર કપાય જો!
પાવન પૂજ્ય પ્રભુ પાછા પળો રે,
પાલવ પાથરૂં પ્રીતમ પાય જો,
હાવાં કોણ મનાવે મુરારને રે!



# રસિયાજીને આમંત્રણ.

( હો રણને કાંઠડલે રે,—એ ચાલ. )

卐

ચોકમાં ખીલે છે ચારુ ચાંદનીને રેલતો,
પૂર્ણિમા-પ્રફુલ્લ રમ્ય ચંદ રે,
હો આવજો રસિયાજી રે.
નીતરેલ રેણુ સ્વચ્છ શારદી સોહામણી,
વાતો વાયુ લ્હેર થી સુમંદ રે,
હો આવજો રસિયાજી રે.

સ્નેહ ને સુધારસે સિંચેલ સૌ સાહેલડી,
સૌખ્યથી સુહાગી સર્વ સાજ રે,
હો આવજો રસિયાજી રે.
પ્રેમ ને કૃપાપીયૂષથી ભરેલ ગોપ સૌ,
લાવજો સખાનો સૌ સમાજ રે,
હો આવજો રસિયાજી રે.

મહીડાંની ગોરસી અમીરસે ભરેલ છે,
લ્હાઇશું સુમિષ્ઠ એની લ્હાણુ રે,
હો આવજો રસિયાજી રે.
માણશું એ પ્રાણપ્રિય ! સ્નેહની ઉજાણીયો,
પીશું પાઇને પીયૂષ-પાન રે,
હો આવજો રસિયાજી રે.

દોહીશું નવીન દૂધ પ્રાણુને પીવાડવા,
વ્હાલમા ! અમારે ઘેર ધેન રે,
હો આવજો રસિયાજી રે.
સ્નેહ-દૂધ મીઠડાં અમીની ધાર સિંચશે,
ચેતના જગાવી ચારુ નેન રે,
હો આવજો રસિયાજી રે.

મિષ્ટ કર્ણપ્રિય પ્રાણુ ! છેડજો સુધાભરી,
મોરલી સુરીલી શી મધુર રે,
હો આવજો રસિયાજી રે.
સર્વના સુભાગ્યની સીમા છે સ્નેહી સાથમાં,
પ્રાણુ છો કૃપાલ જીવન-નૂર રે,
હો આવજો રસિયાજી રે.

સ્નેહના સૌભાગ્યચંદ્ર, કુંજના કલ્લોલીરાજ !
રંગમાં રમીશું રમ્ય રાસ રે,
હો આવજો રસિયાજી રે.
કોડથી ભરેલ આજ આવી સર્વ ગોપિકા,
વ્હાલમા ! ન મૂકશો નિરાશ રે,
હો આવજો રસિયાજી રે.

આંગણે અમારે આજ પ્રાણુને નિમંત્રવા,
ઉરમાંહી ઉછળે ઉમંગ રે,
હો આવજો રસિયાજી રે.
પ્રેમ-પુણ્યથી પુનિત પૂજ્યને પધારવે,
વ્હાલમા ! વહેશે મોદગંગ રે,
હો આવજો રસિયાજી રે.



## મહીડાં વેચંતી.

( આજની ઘડી રળિયામણી,—એ ચાલ. )

卐

વેણુ વાગી મનભાવતી,
હાંરે સખિ! હૈયામાં ચેતના જગાવતી હો જી રે. વેણુ.

હાંરે સખિ! મહીડાં હું વેચવાને નીસરી,
હાંરે સખિ! મારગડે આવી મળ્યા છેલ, લાલ! જી રે. વેણુ.

હાંરે સખિ! માગ્યાં તે દાણ મહામૂલનાં,
હાંરે સખિ! મીઠલડી માગી મહીધાર, લાલ! જી રે. વેણુ.

હાંરે સખિ! તંત કરી ગોરસીને તાણી,
હાંરે સખિ! કાળજાની કોર નંદવાણી, લાલ! જી રે. વેણુ.

હાંરે સખિ! મોંઘેરાં ગોરસ વહી ગયાં,
હાંરે સખિ! ચૂંદડીને ચોળી ભીજવાણી, લાલ! જી રે. વેણુ.

હાંરે સખિ! ફૂલડે ભરેલ વેણી છૂટી,
હાંરે સખિ! તૂટયો તે નવલખ હાર, લાલ! જી રે. વેણુ.

હાંરે સખિ! કાંકરડી મારી મારે કાળજે,
હાંરે સખિ! પરવશ કીધા છે પ્રાણ, લાલ! જી રે. વેણુ



# વસંત વધામણી

( શ્હેરનો સૂબો ક્યારે આવશે રે ?,—એ ચાલ. )

卐

જો સખિ ! જો ઋતુ આવતી રે,
ચેતનભર સુખચેન રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

નવવય પ્રેરિત વેલીઓ રે,
ઘેલી ઝૂલે મદઘેન રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

શીળા સરોજ સમીરણો રે,
વરસે અમીરસ રેલ રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

કોડભર્યાં શાં કલ્લોલતાં રે,
પંખેરુ ગાનની રેલ રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

અભિનવ પલ્લવ શોભતાં રે,
સિંચિત ચેતન-સેર રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

તરુવર સ્નેહસુહામણાં રે,
પીતાં પ્રભુરસ મ્હેર રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

લીલુડી લોલ લવિંગડી રે,
ફોરમ ફોરે રસાળ રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.
ગોસ્તનીનાં લૂમખાં લચ્યાં રે,
અમૃત ફળ ફૂલ ફાલ રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

મધુવ્રત મંડળ ગુંજતાં રે,
મંજુલ કલ શુભ રીત રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.
લગ્ન લહી ઋતુરાજનાં રે,
ગાય સુમંગલ ગીત રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

પંચમ કોમલ કોકિલા રે,
સિંચે સુધારસ સાર રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.
મદમય મંજુ મરાલીઓ રે,
લેંકે લલિત લલકાર રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

શોભન સારસ સારિકા રે,
બોલે બપૈયા ને કીર રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.
બાલ કલાપિ કળા કરે રે,
લીલા સુરંગ રુચિર રે, સાહેલી !
આજ વસંત વધામણી રે.

રંગભર્યાં રસઘેલુડાં રે,
હીંચે કુસુમ હિંડોલ રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.
કેસૂડી સાંકળ નાંગરે રે,
હૈયાના હીર હિલોળ રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.

અંબુજવન ઘનકુંજના રે,
રસિયાં રમે રસ–રાસ રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.
ઉર રસ–ચંદન છાંટણાં રે,
પ્રેરિત ચેતન–હાસ રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.

નવસર હાર ને બેરખા રે,
ફૂલડાંના ફાગ અમિત રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.
કસ્તુરી–જલ પિચકારીઓ રે,
'સરરર' શેઢ સુરીત રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.

વાઘા સજે રસ કેસરી રે,
નવવય નેહલ નાર રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.
'હોરી' કુંજે રસદેવની રે,
ઉર ઉમંગ અપાર રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.

સ્નેહ સખિ! રસશોભના રે,
પુરિત હો તુજ કામ રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.
આરત આ રતની ફૂળો રે,
ધન્ય! ઉરે અભિરામ રે, સાહેલી!
આજ વસંત વધામણી રે.



## નાવ ડોલે.

(વરઘોડો, વરઘોડો વ્હાલમનો વરઘોડો રે,—એ ચાલ.)

卐

નાવ ડોલે, નાવ ડોલે, સમુદર નાવ ડોલે રે.
નાવ ડોલે, નાવ ડોલે, જીવનનાં નાવ ડોલે રે.

ઉરના તરંગ-રંગ ઘેર્યાં એ કોડમાં,
ડૂબી તરે જળ છોળે,
જીવનનાં નાવ ઢોલે રે.

ઇશની અનંત મ્હેર પી પી પીવાડતાં,
નાચી નાચી શાં કલ્લોલે,
જીવનનાં નાવ ડોલે રે.

આશા નિરાશાને આશરે ઉભેલાં,
લોલક શાં હૈયાં હિલોળે,
જીવનનાં નાવ ડોલે રે.

નાવ ડોલે, નાવ ડોલે, સમુદર નાવ ડોલે રે.
નાવ ડોલે, નાવ ડોલે, જીવનનાં નાવ ડોલે રે.



## વેણુનાદ.

( સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી !,—એ ચાલ. )

卐

ધીરી મધુર વેણુ વાગે, સાહેલડી !
હૈયાનાં હેત મારાં હેલે ચઢે;
સ્નેહીનાં વિજોગ સાલ સાલે, સાહેલડી !
અંતરની આંખ મારી એકલ રડે.

(સાખી) રસિયા એ રસરાજનો મનમોહન મધુસૂર,
ઉર રસભરતી રેલતો,
મંત્રમુગ્ધ શી કરે છે ઘેલીતૂર, રે સાહેલડી !
હૈયાનાં હેત મારાં હેલે ચઢે.

(સાખી) રસસાગર ઝોલે ચઢયો, ઉછળે ચેતન-પૂર,
પ્રેમભર્યું પરવશ પડયું,
મારૂં તલપે છે હૈયું આતૂર, રે સાહેલડી !
હૈયાનાં હેત મારાં હેલે ચઢે.

(સાખી) જમુનાતટ ઋતુરાજમાં સ્નેહલીલા ચોપાસ,
જો, જો, સ્નેહસખિ ! રમે,
રાજહંસ-હંસી સ્નેહરમ્ય રાસ, રે સાહેલડી !
હૈયાનાં હેત મારાં હેલે ચઢે.

(સાખી) સ્નેહસ્વરૂપ સોહાગિયાં, ઉરરસિયાં સુખસાજ;
રસસુંદર મંડળ મળ્યું,
ધન્ય! ધન્ય! એ ઘડી સુરમ્ય આજ, રે સાહેલડી!
હૈયાનાં હેત મારાં હેલે ચઢે.

(સાખી) ચાલ, ચાલ, વહેલી સખિ! સમય વહે અણમૂલ,
પળ પળ વેણુ સૂરની,
તાલાવેલી કરે છે દિલ ફૂલ, રે સાહેલડી
હૈયાનાં હેત મારાં હેલે ચઢે.

ધીરી મધુર વેણુ વાગે, સાહેલડી!
હૈયાનાં હેત મારાં હેલે ચઢે;
સ્નેહીનાં વિજોગ સાલ સાલે, સાહેલડી!
અંતરની આંખ મારી એકલ રડે.



# નવજીવન.

( મારી મટુકીમાં હો મહારાજ ! મહીડાં છલકે રે,—એ ચાલ. )



મનમોહન સ્નેહસ્વરૂપ જનમન વસીયાં રે,
આવો, આવોની દિવ્ય અનુપ સુંદર રસિયાં રે,
જુઓ, શી ઝરતી રસસેર, કુદરત ખોળે રે,
વિભુ રેલે અનંત શી મ્હેર, રસ તરબોળે રે;

(સાખી) શતધારાભર શો ઝરે, સૃષ્ટિમાં અમીમેહ;
લ્યો, લ્યો, પાન કરો પ્રીતે વ્હાલાં ! એહ સુધારસ સ્નેહ:

સુંદર રસિયાં રે,
મનમોહન સ્નેહસ્વરૂપ જનમન વસીયાં રે.

ફૂટે પ્રેમકૃપારસ સાર, દિવ્ય ફુવારા રે,
લુંટે જગજન સર્વ અપાર એ અમીધારા રે,
પી પી મોદભર્યાં મનમસ્ત ઉર ઉલ્લાસે રે,
નાચી નાચી નચાવે સમસ્ત વિશ્વ વિલાસે રે;

(સાખી) અંજીત અમીરસ અંજને નીતરે નવનવ ઘેન;
રસલ્હેરો શી લ્હેરતાં. ઘેરાં ઘેરાં મનુજન નેન:

સુંદર રસિયાં રે,
મનમોહન સ્નેહસ્વરૂપ જનમન વસીયાં રે.

નવચેતન કણુ ઉભરાય, વિશ્વ પરાગે રે,
રસસંજીવની શી સુહાય, જીવન બાગે રે,
વિભુ વિશ્વલીલા શી વિરાટ સ્થળ સ્થળ સોહે રે,
રમે રાસ શો રસસમ્રાટ જનમન મોહે રે;

(સાખી) દિવ્ય જીવન ભરતી ચઢે, રસગંગા રેલાય;
પુલકિત સર્જન સર્વ શું પી પી પ્રભુતા ઉર લ્હેરાય:

સુંદર રસિયાં રે,
મનમોહન સ્નેહસ્વરૂપ જનમન વસીયાં રે.

રંગરસિયાંના ઉર–રસકોડ, આજ શા જાગે રે,
ઉર ફાલે ફૂલે શાં અજોડ, સ્નેહ સોહાગે રે,
હેલે હૈયાં શી સ્નેહ–હિલોળ ગુંજન ઘેરી રે,
લાગે દિલ દિલ શી રસછોળ વ્હાલાં! અનેરી રે;

(સાખી) રસરંગ્યાં દિલડાં સવે, ઓ અઢળક આનંદ!
આવો, આજ ઉડાવીયે, વ્હાલાં! સ્નેહજીવનના સ્પંદ:

સુંદર રસિયાં રે,
મનમોહન સ્નેહસ્વરૂપ જનમન વસીયાં રે.



# માનસના હંસલાને.

( ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને,—એ ચાલ. )

卐

માનસસરના ઓ રસજીવી હંસલા !
બગલાં સહુ તારે તે આ શા વાસ જો !
કર્દમમય જીવનને આ શાં જીવવાં ?
દંભભર્યાના આ શા ઉર વિશ્વાસ જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

પામર આ પ્રાણીના પિંડો પાપીયા,–
ક્ષુલ્લક સ્વાર્થભરી એ જીવનમાળ જો !
રૂપ મનોરમ શ્વેત સુશોભિત બાહ્ય એ,
અંતરીયે છળભેદી ક્રૂર કરાળ જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

માનસના મળજીવી મનના મેલડા,
વંચક શાં એ લુબ્ધક જીવન–કર્મ જો !
કાળજડે કાજળ શા ! કૃષ્ણ કુરૂપ એ,
શુભ્ર જીવ્યાના નવ જાણે એ મર્મ જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

શતદલ સૂર્યમુખી શા શુભ્ર સરોજના,
મધુ મકરંદી રસતંતુ તુજ ભક્ષ જો !
રત્ન મનોહર શોભન ચારુ ચંચુએ,
મૌક્તિક ચણવામાં તુજ જીવન દક્ષ જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

મૃગમાયામય જીવનહારક ઝાંઝવે,–
વ્હાલા ! આ નવ હોયે અમીરસસાર જો !
કાતિલ ઝેર હલાહલ આ તો કારમાં,
ધગધગશે ઉર એથી અનલ અપાર જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

અટપટીયા સંજોગો વ્હાલા ! કર્મના,–
અફળિત પામર ભાગ્યતણી છે રેખ જો !
મિથ્યા અનુભવશો ઉર હર્ષ વિષાદને,
સ્વલ્પ થશે નહિ સંચિતમાં મીનમેખ જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

અસ્તોદય તો ક્ષુલ્લક જીવન–ધર્મ છે,
સત્ય સનાતન સજ્જનતાના બોધ જો !
પીતાં પ્રાણભરી એ પીયૂષ પાવનાં,
નિર્મળતાના ઉદ્દભવશે ઉર ધોધ જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

વ્હાલા ! વહી ર્‌હ્યો, વનની વસમી વાટને,
અનુભવતાં અણદીઠા આત્મિક તાપ જો !
જીવનની જુક્તિયો જ્યમ ત્યમ જાળવો,
ઓસરશે અંધારાં આય અમાપ જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !

ત્યજતાં છળભેદી આ દુર્જન સંગને,–
ન્હાશો નેહજીવનના નિર્મળ નીર જો !
અંતરીયે અનુભવશો આત્મન ઓજસી,
પૂજ્ય પિતાની જયજ્યોતિ ઓ વીર જો !
માનસસરના ઓ રસજીવી હંસલા !



# મજરો.

( કામણ દીસે છે અલબેલા ! તારી આંખમાં રે,—એ ચાલ. )

卐

મારો મજરો લ્યો, મહામાયા, ઓ મનભાવતાં રે !
સૌમ્ય સુહાવતાં રે !

ચોદશ કાજળ વાદળ છાયાં,
અંતર ગાઢ તિમિર છવાયાં !
ઓ માજી ! દોરો શિશુ પંથ બતાવતાં રે ! મારો.

ગરબડીએ ઘૂમતાં મહામાયા,
રાસેશ્વરી રસસુંદર કાયા !
ગુણગણ ગૌરવ ગરવાં ગોરી સુહાવતાં રે ! મારો.

દુર્જન દાનવની જડ ફેડી,
પાપતણા પરિપુંજ ઉખેડી !
રણચંડી ! વિજયેશ્વરી રૂપ બતાવતાં રે ! મારો.

પંકજપાદ સુપાવન વંદી,
અણુ અણુ ઉર રહ્યાં આનંદી !
શ્રી શક્તિ ! પરચો પ્રત્યક્ષ બતાવતાં રે ! મારો.

જય જય જગદંબા જનજનની,
ધન્ય ! પુરી શિશુ વાંચ્છા મનની !
દર્શન દઈ દીન બાળક ઉર અપનાવતાં રે ! મારો.

પંકભર્યું જડ જીવન કાપો,
ઓ દુર્ગા ! રસપ્રભુતા સ્થાપો !
પ્રેમકૃપામૃત સેર પ્રીતે પીવરાવતાં રે ! મારો.



# સંદેશ.

( સીતાજીના મહીનાની ચાલ. )

卐

સજની ! પ્રિય પરિશ્રમ આજ, આટલો તો સહેજે,
વ્હાલમને સહિયર કાજ, સંદેશો કહેજે.

શશિલેખા સ્નેહ–સુહાસ, અમીરસ શી ઝરતી,
મેદિની ઉરમાં ઉલ્લાસ, નવચેતન ભરતી.

મીઠલડી મધુકણ–સેર, ફૂલપુંજે ઉભરે,
ભૂતળપર શી પ્રભુ મ્હેર ! નેહભરી નીતરે.

મધુકરમંડળ કલશોર, મંજુલ શો ગુંજે,
કોકિલ પંચમ સૂર–દોર, રસ–ઘેરી કુંજે.

નવ પુષ્પભરી શી સુહાય, મધુવન કુંજગલી,
પ્રિય શીતળ વાયુ વાય, લ્હેરો રમ્ય ભલી.

કાલિંદી જળ–કલ્લોલ, લોલાંગે લસતી,
પ્રિય પ્રેમકૃપા તરબોળ, પોયણીઓ હસતી.

સૌભાગ્ય સુહાગણ રેણુ શારદ શી નમતી,
મનમોહન શી મૃગ–નેણુ સખીઓ મનગમતી.

રસિકાઓ રસ રંગેલ કોડભરી ઘેલી,
ઉભી દર્શન ઉત્સુક, છેલ ! અનુપમ અલબેલી !

વિજયાદશમી ઉલ્લાસ, સ્નેહભર્યાં સાજે,
નવ નવરાત્રી અપવાસ, ઉદ્યાપન આજે.

એ અવસર મંગળ આજ, રસસરિતા રેલી,
દઈ દર્શન ઉજવો, રાજ ! સ્નેહોત્સવ-હેલી.

પ્રિય પંકજપાદ અનુપ, પૂજ્ય પ્રભુ રસિયા !
રાસેશ્વર સ્નેહસ્વરૂપ, છો ઉરમાં વસીયા.

હવે શી વદીયે વધુ વાત, નૌતમ નટવરજી,
સૌ સ્નેહીજન રળિયાત, તમ આવે, હરજી !



# આનંદ ભરતી.

( ચૂલાપર હીંકરી રે કે, લટપટ બોલે, વ્હાલમજી !,—એ ચાલ. )

卐

પૂનમની ચાંદની રે કે, રંગભરી હાસે, સાહેલડી !
પ્રાણઘેલાં પ્રેમી ચકોર, ઉરે ઉલ્લાસે, સાહેલડી !
એવી મારા જીવનની રે કે, પૂનમ આજે, સાહેલડી !
હેલે મારા હૈયાના દોર, સ્નેહ સુખસાજે, સાહેલડી !

ઘેરી રસધાર શી રે કે, ઉર તરબોળે, સાહેલડી !
ઘેરાં ગ્રહગુંજન રસાળ, હૈયાં હિલોળે, સાહેલડી !
ચંદનનો ચંદરવો રે કે, દિલડાં રંગે, સાહેલડી !
તાનભરી તારલીયા માળ તકતી અનંગે, સાહેલડી !

સાગર શો ઘૂઘવે રે કે, પ્રિય બાગ ભાળી, સાહેલડી !
તાનભર્યો નાચે તરંગ, ઉરને ઉછાળી, સાહેલડી !
એવો મારો હૈયાનો રે કે, સાગર નાચે, સાહેલડી !
પ્રાણભર્યા ઉર્મિ અભંગ, રંગભર્યો રાચે, સાહેલડી !

કોડભરી કોકિલા રે કે, શી કલ બોલે, સાહેલડી !
પ્રેમભરી પાતી શી પ્રીત ! સ્નેહરસ છોળે, સાહેલડી !
અંતરની કોકિલા રે કે, એવી અલબેલી, સાહેલડી !
જીવનનાં ગાતી શાં ગીત ! આજ પ્રેમઘેલી, સાહેલડી !

રાજહંસ માનસી રે કે, ચરતા મોતી, સાહેલડી !
પ્રેમકેરા પરખંદા સંત, પારખે જ્યોતિ, સાહેલડી !
અંતરીયે રાજહંસ રે કે, એવા ચરે ચારો, સાહેલડી !
ઉર ઉર ખીલે અનંત, ધન્ય ! જનમારો, સાહેલડી !

ઝાઝેરા દિનની રે કે, આજ પીડ ભાગે, સાહેલડી !
હેરે મારા જીવનનો ચંદ, પ્રેમજ્યોત જાગે, સાહેલડી !
મ્હેંક મ્હેંક મ્હેંકે શી રે કે, રસબસ બાગે, સાહેલડી !
જીવનની ખીલે વસંત, સ્નેહ સોહાગે ! સાહેલડી !

માનવને ઉર શી રે કે, આવે હેત ભરતી, સાહેલડી !
જીવનના અંતર અંધાર, સ્નેહસેર સરતી, સાહેલડી !
ચેતનની જ્યોત શી રે કે, હૈડાં હસાવે, સાહેલડી !
સ્નેહઘેલી સૃષ્ટિ અપાર, ફૂલી ફુલાવે, સાહેલડી !

અઢળક શી ધારથી રે કે, મ્હેર વિભુ વરસે, સાહેલડી !
આવોઆવોપી લ્યોઆનંદ શીદ મરો તરસે ? સાહેલડી !
સ્નેહરસ સુરખી રે કે, ઉલટે ભાવે, સાહેલડી !
ધન્ય ! આવા જીવનના સ્પંદ, કોકજ આવે, સાહેલડી !

આજ મારે લોચનીએ રે કે, સૌ દેવદેહી, સાહેલડી !
કોઈ નથી દ્વેષી લગાર, સર્જન સ્નેહી, સાહેલડી !
ભાવભર્યું હૈયું શું રે કે, ઉંચેરું ઉડે, સાહેલડી !
લીન પરિબ્રહ્મે અપાર, પ્રેમમહીં બૂડે, સાહેલડી !



# વ્હાલાજીના દેશમાં.

卐

હો માછીડા! હોડી હંકાર, જાવું વ્હાલાજીના દેશમાં.

હાંરે મારા વ્હાલાના આઘેરા ઘાટ છે,
હાંરે ભાઇ, વચમાં તે સાયર સાત છે,
હાંરે મારે જાવાની એકલ વાટ છે,
હો માછીડા! હોડી હંકાર, જાવું૦

હાંરે આજ સાગરીયે જાલમ જોર છે,
હાંરે આજ અંતરીયે તાપ બપોર છે,
હાંરે મારો વ્હાલોજી કાળજાની કોર છે,
હો માછીડા! હોડી હંકાર, જાવું૦

હાંરે ઘોર ગર્જતાં વાદળ શીર છે,
હાંરે આજ થથરાટે ઉર અધીર છે,
હાંરે મારો વ્હાલોજી સ્નેહશરીર છે,
હો માછીડા! હોડી હંકાર, જાવું૦

હાંરે આજ ડોલે છે ડગમગ નાવડી,
હાંરે આજ સાથે ન ભાઇ, બ્હેન, માવડી,
હાંરે જરા જાળવજે બ્હેન ગણી ગાવડી,
હો માછીડા! હોડી હંકાર, જાવું૦

હાંરે આજ સુસવતા સાયર સૂર છે,
હાંરે મારો વ્હાલોજી જીવનનૂર છે,
હાંરે મારે જાવાનું એ તો જરૂર છે,
હો માછીડા! હોડી હંકાર, જાવું૦



# રસગંગાને તીરે.

( ચાલો તો શ્રીજી જઇએ રે, શ્રીમુખ સુંદર જોવાને,—એ ચાલ. )

卐

આવો તો વ્હાલમ ! જઇએ રાજ, રસગંગાને તીરે,
રસરાસ મનોહર રમીયે રાજ, રસગંગાને તીરે,
ખીલી પૂનમ રઢિઆળી રાજ, રસગંગાને તીરે,
ઘડી રમવા જોગ રૂપાળી રાજ, રસગંગાને તીરે.

અમૃત શાં વહેતાં ધીરે રાજ, રસગંગાને તીરે,
પોયણી હસતી તે નીરે રાજ, રસગંગાને તીરે,
કલ્લોલે કોકિલ કુંજે રાજ, રસગંગાને તીરે,
ફૂલી સુરભિ રસપુંજે રાજ, રસગંગાને તીરે.

ફૂલ ફાલે ઉપવન ખીલે રાજ, રસગંગાને તીરે,
સર્જન સુદવર્ષણ ઝીલે રાજ, રસગંગાને તીરે,
વનલીલા જન મન મોહન રાજ, રસગંગાને તીરે,
રસિયાજી ! સ્નેહસુશોભન રાજ, રસગંગાને તીરે.

શશીકાન્ત સુધાકણ દ્રવતો રાજ, રસગંગાને તીરે,
રસરાજ અમીરસ સ્રવતો રાજ, રસગંગાને તીરે,
પંચમસૂર બંસી બજાવો રાજ, રસગંગાને તીરે,
પ્રિય ! સ્નેહ–સુધારસ પાઓ રાજ, રસગંગાને તીરે.

રસિકાઓ રંગભરી રસ-રાજ, રસગંગાને તીરે,
સૌભાગ્ય સુહાગી મળી રસ-રાજ, રસગંગાને તીરે,
રસ રેલછેલ કરો રસ-રાજ, રસગંગાને તીરે,
જનજીવન મોદ ભરો રસ-રાજ, રસગંગાને તીરે.



# ફિક્કો ફરે.

( ગોવાળીયે ઘેલાં કીધાં રે,—એ ચાલ. )

卐

ઉંચેરા આભકેરા આરે, હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.
હૈયેભર્યાં શા શોક ભારે, હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.

દેહે શી દીનતા ને મુખડે શી મ્લાનતા,
આંસુડાં કેમ બાપુ ! સારે ?
હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.
કાળજે છવાઈ કાળકાળી શી વાદળી,
કરમાયો આમ કાં દીદારે ?
હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.
આછી આછી હેરે આજ ખેદભરી મીટડી,
પાવલીયા કેમ ધીરે ધારે ?
હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.
પ્રેમની પ્રચંડ પીડ ત્યાંયે શું પીડતી,—
દેવકેરા દિવ્ય દરબારે ?
હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.
'મ્હાલવું ને સ્હેવું' લખ્યું સ્નેહીના લલાટમાં,
ડૂબતો ન શોકસિંધુ ખારે;
હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.

સુખડાં ને દુખડાંની ફરતી છે છાંયડી,-
સરખા ગયા છે દિન ક્યારે ?
હો ઇંદુરાજ ! ફિક્કો ફરે રે.

ઉંચેરા આભકેરા આરે, હો ઈંદુરાજ ! ફિક્કો ફરે રે.
હૈયે ભર્યા શા શોક ભારે, હો ઈંદુરાજ ! ફિક્કો ફરે રે.



## વર્ષાની વીજળીને.

( વ્હેલા આવજે, હો લાલ !,—ચાલ. )

卐

વ્હાલી ! વ્હાલભરી પ્રિય વીજળી અમ ઘેર આવજે, સજની !
હૃદય હરખાવજે, સજની !
ચપળા ! ધીરી ધીરી તુજ તેજતતિ ચમકાવજે, સજની !
તિમિર શમાવજે, સજની !

(સાખી) કડડડ કડડડ કડકડે, મેઘ નભે ઘનઘોર;
ચારુ ચંદ્ર વિણુ તરફડે ચપળા ! પ્રાણુચકોર.

એવાં એકલ સર્વ ઉરોમાં મુદ બહલાવજે, સજની !
વ્યથા વિસરાવજે, સજની !
પ્રેરી પ્રેમકૃપામૃત પામર પીડ પતાવજે, સજની !
દયા દિલ લાવજે, સજની !

(સાખી) પ્રકટ પીંછ મનહર કરે, નૃત્ય કળાયલ મોર;
પ્રેરે વૃશ્ચિક વેદના અંતર ઉર અઘોર !

રસિયણુ ! એવાં શુષ્ક જીવનમાં રસ ઉભરાવજે, સજની !
ઉમંગ જમાવજે, સજની !
પાવન પુણ્યભરી પ્રિય ! પ્રેમપ્રભા પ્રકટાવજે, સજની !
હસીને હસાવજે, સજની !

(સાખી) કુંજે કોકિલ કામિની મદકલ કૂજનનાદ;
આરતહીણુ આ રતમહીં વેરે ઉર વિખવાદ !

સ્નેહલ શાંતિ સુધારસ એ ઉરપર વરસાવજે, સજની !
અણુ અણુ ભાવજે, સજની !
નિર્મળ કંચન શાં રસિયાં એ દિલ હુલાવજે, સજની !
ફરીથી ફુલાવજે, સજની !

(સાખી) દશદિશ કાળ કરાળ શાં ગાઢ તિમિર પથરાય;
જગજન કોમળ કાળજું, એટલ અતિ ગભરાય !

એવે સ્નેહસખિ ! તુજ ચેતન જ્યોત જગાવજે, સજની !
સુપંથ બતાવજે, સજની !
ભોળાં કૈંક નિરાશ નિરાશ્રિત ઉર બચાવજે, સજની !
પ્રફુલ્લ બનાવજે, સજની !

(સાખી) ભોગવ સ્નેહસખિ ! સુખે સજલ જલદ સહવાસ;
સુખમાં પણ નવ ભૂલજે, દુખીયાં દિલ નિરાશ !

બ્હેની ! જીવન સર્વ પરાર્થ કરી તું દીપાવજે, સજની !
સુજાત સુહાવજે, સજની !
વ્હાલી ! વ્હાલભરી પ્રિય વીજળી અમ ઘેર આવજે, સજની !
હૃદય હરખાવજે, સજની !



# એ દિનનાં સ્મરણો.

( શેરીએ વળાવી સજ કરૂં,—એ ચાલ. )

卐

એ દિનનાં સ્મરણો તને, સખિ! સાંભરે કે?
વનમાળી હતા પ્રિય પાસ,
મને નવ વિસરે રે.
સૌ ગોકુળ ગામ ગોવાળણી, સખિ! સાંભરે કે?
રમી રંગભર્યો રસ–રાસ;
મને નવ વિસરે રે.

અતિ શાંત રેવાજીનો કાંઠડો, સખિ! સાંભરે કે?
આછાં આછાં વહે મૃદુ નીર;
મને નવ વિસરે રે.
અમી રેલતી શી પ્રિય ચંદ્રિકા, સખિ! સાંભરે કે?
પ્રિય શીતલ વાતો સમીર;
મને નવ વિસરે રે.

એ સમયે ફૂલ ફૂલડે, સખિ! સાંભરે કે?
ભરી વેણી મનોમુદ ભાવ!
મને નવ વિસરે રે.
'આવો, કર્ણ મહીં કહું વાતડી,' સખિ! સાંભરે કે?
કહી દીધ કૃપામૃત લ્હાવ;
મને નવ વિસરે રે.

શુભ સોળ કળાચલ શોભતો, સખિ! સાંભરે કે?
રસ–ચાંદલીયો ભૂમિબાલ;
મને નવ વિસરે રે.
પ્રિય પંચમસૂર રસ રેલતી, સખિ! સાંભરે કે?
વ્હાલે વાઇ સુવેણુ રસાળ;
મને નવ વિસરે રે.

ખીલી શારદ રેણુ સોહામણી, સખિ! સાંભરે કે?
હસે સર્જન સ્નેહ–સોહાગ;
મને નવ વિસરે રે.
સૌ સહિયર સાથ ટોળે મળ્યો, સખિ! સાંભરે કે?
ફૂલ્યો ફાલ્યો શો જીવન–બાગ;
મને નવ વિસરે રે.

તે દિન મહી વેચવા જતાં, સખિ! સાંભરે કે?
આવી દાણી ઉભા વ્રજરાજ;
મને નવ વિસરે રે?
મુજ પાલવડો પકડી કહે, સખિ! સાંભરે કે?
'અલબેલી! ઉભાં રહો આજ!'
મને નવ વિસરે રે.

લીલમ લીલી લીલોતરી, સખિ! સાંભરે કે?
મનમોહન શોભન વ્યોમ;
મને નવ વિસરે રે.
મનમીઠી સુધારસ ગોઠડી, સખિ! સાંભરે કે?
કરી કુંજગલી રસ–ભોમ;
મને નવ વિસરે રે

પરિપૂર્ણ પ્રફુલ્લિત પોયણી, સખિ ! સાંભરે કે ?
પીતી પ્રેમ પીયૂષનું પાન;
મને નવ વિસરે રે.
નીરખી રસિયા રસરાજને, સખિ ! સાંભરે કે ?
કીધું આપણેયે રસસ્નાન;
મને નવ વિસરે રે.

પિયુ પ્રાણ હવે નમેરા થયા, સખિ ! સાંભરે કે ?
પ્રીત ત્યાગી ગયા રસ-છેલ;
મને નવ વિસરે રે.
હવે એકલડાં ઝૂરવાં રહ્યાં, સખિ ! સાંભર કે ?
પાણી-પત્રિકાનાય ન મેળ !
મને નવ વિસરે રે.



# હૈયાના તાપ.

( સ્નેહીનાં સોણુલાં આવે, સાહેલડી !,—એ ચાલ. )

卐

હૈયાના તાપને શમાવો, વ્હાલમજી !
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં;
દેહકેરા દંડને ભૂલાવો, વ્હાલમજી !
જીવન જગાડો સ્નેહ-જ્યોતિ નર્યાં.

(સાખી) સાથી વિણ તન તરફડે, એકલ ભવનિધિ રાન;
સર્વ સ્થળે સૂનકાર હા !
ઘોર ભાસતું અનંત શું સ્મશાન, રે વ્હાલમજી !
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં.

(સાખી) આ ડૂબી ! આ ડૂબશે ! ક્ષણ ક્ષણ એમ જણાય;
ડગમગતી મુજ નાવડી,
એને જાળવે હવે કો આવી સ્હાય, રે વ્હાલમજી !
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં.

(સાખી) કાળ કરાળ વિશાળ છે, દુ:ખ વાદળદળ રેણ;
દર્શન દ્યો દિલ તલસતું,
પૂજ્ય પ્રિય ! હે પુનિત પદ્મનેણ, રે વ્હાલમજી !
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં,

(સાખી) દશદિશ જીવન વ્યોમમાં, ઘાઢ તિમિરના વ્યાપ;
અર્પી અંતર-આંખડી,
હવે વેડફો વિભુજી! ઉર તાપ, રે વ્હાલમજી!
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં.

(સાખી) તેજસ્વરૂપ કૃપાનિધિ, કરૂણાકર પરરૂપ;
રસધારા રેલો હવે,
પ્રાણપ્રિય પ્રેમમૂર્તિ ઓ અનુપ, રે વ્હાલમજી!
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં.

(સાખી) ઝેરભર્યાં ઉરપાત્રમાં, સિંચી અમૃતસાર;
દીપકરૂપ ઉજાળજો,
પ્રિય! તારજો અનંત પંથ પાર, રે વ્હાલમજી!
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં.

હૈયાના તાપને શમાવો, વ્હાલમજી!
અંતર અઘોર કાળ-કાજળ ભર્યાં;
દેહકેરા દંડને ભૂલાવો, વ્હાલમજી!
જીવન જગાવો સ્નેહ-જ્યોતિ નર્યાં.



# નિમંત્રણ.

( ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ, —એ ચાલ. )



ગરબે રમવાને બ્હેની ! આવજો રે લોલ,
ઉરમાં ભરેલ છે ઉલ્લાસ રાસ ખેલવા રે લોલ,
આવજો, સખીરી ! ફૂલવાડીયે રે લોલ.

(સાખી) કોટીકળા શશિયર ધરે સ્મિતભર વસ્તુજાત;
રસસુંદર શોભાભરી, શરદપૂનમની રાત !

ભવ્ય શી ઘડી છે રળિયામણી રે લોલ,
કુંડળે ફરીને સખી સાથ ખેલ ખેલશું રે લોલ,
આવજો, સખીરી ! ફૂલવાડીયે રે લોલ.

(સાખી) કુસુમિત વન ઉપવન થયાં, વાતા ધીર સમીર;
પોયણી પ્રેમથી ખીલતી સ્વચ્છ સરોવર નીર !

ચાંદની ખીલે છે ચારુ કુંજમાં રે લોલ,
રંગમાં રમીશું રસરાસ રસિકા મળી રે લોલ,
આવજો, સખીરી ! ફૂલવાડીયે રે લોલ.

(સાખી) ગોસ્તનીનાં લૂમખાં લચ્યાં નવપલ્લવ રસકુંજ;
લીલી વેલ લવિંગની, એલચી શી સુખપુંજ !

પારિજાત પુષ્પ મ્હેક મ્હેકતાં રે લોલ,
સ્નેહના સોહાગ રમ્ય રેણુ શી સોહામણી રે લોલ,
આવજો, સખીરી ! ફૂલવાડીયે રે લોલ.

(સાખી) મૃગમદ અંજન નેત્રમાં, કેસર પીયળ લલાટ;
કુંકુમ ચંદ્રક મધ્યમાં, શોભે સુંદર ઘાટ!

કંકણો સૌભાગ્યનાં કરે ધર્યાં રે લોલ,
છુમ છુમે શી ઘૂઘરીની ગુંફ ગોફણીતણી રે લોલ,
આવજો, સખીરી! ફૂલવાડીયે રે લોલ.

(સાખી) વિધવિધ શણગારો સજી સ્નેહલ સહિયરવૃંદ;
કોડભરી કલ્લોલશું, માણશું પરમાનંદ!

પોપટી સુહાય કાય ચુંદડી રે લોલ,
ઉરમાંહિ મોતીડાંની માળ શી મનોહરી રે લોલ,
આવજો, સખીરી! ફૂલવાડીયે રે લોલ.

(સાખી) ઉજ્વળ ચાંદની દૂધ શી! ઉજ્વળ ઝાંઝર રૂપ;
ઉજ્વળ ફૂલગજરો રૂડો, ઉજ્વળ અંગ અનુપ!

ઉજળાં ગુંથીને ફૂલ વેણીમાં રે લોલ,
શોભના કૂજીશું રસગાન કોકિલાસ્વરી રે લોલ,
આવજો, સખીરી! ફૂલવાડીયે રે લોલ.

(સાખી) સુખસાગર શાંતિભર્યાં સખીમંડળની પાસ;
સ્નેહ સુધારસ રેલશું, રંગભર્યો રમી રાસ!

ધન્ય! પ્રેમ પીશું સખીઓ બધી રે લોલ,
પ્રીતથી પીવાડી પ્રિય પાન પ્રેમ પુણ્યનું રે લોલ,
આવજો, સખીરી! ફૂલવાડીયે રે લોલ.



## અબોલા.

( આજની ઘડી રળિયામણી,—એ ચાલ. )

卐

આવા અબોલા ન લીજીયે,
હાંરે વ્હાલા ! એમાં તે રૂસણાં શાં કીજીયે હો જી રે. આવા.

હાંરે વ્હાલા ! મ્હીડાંનાં શાં મહામૂલ છે ?
હાંરે વ્હાલા ! અર્પ્યા જ્યાં જીવનસાર, રાજ ! જી રે. આવા.

હાંરે વ્હાલા ! આવજો અમારે ઘેર પ્રીતથી,
હાંરે વ્હાલા ! લાવજો સખાનો સર્વ સાથ, રાજ ! જી રે. આવા.

હાંરે વ્હાલા ! માખણ આપીશ મનમાનતાં,
હાંરે વ્હાલા ! ગોરસની રેલું રેલછેલ, રાજ ! જી રે. આવા.

હાંરે વ્હાલા ! ભોજન જમાડું ભાતભાતનાં,
હાંરે વ્હાલા ! મહીડાં પીવાડું પ્રાણપૂર, રાજ ! જી રે. આવા.

હાંરે વ્હાલા ! ઘોળું સુકેસર ચંદનો,
હાંરે વ્હાલા ! રેડું સુધારસ સાજ, રાજ ! જી રે. આવા.

હાંરે વ્હાલા ! ફૂલડે બિછાવું રંગબાજઠો,
હાંરે વ્હાલા ! પાવલીયા પૂજું પ્રેમગંગ, રાજ ! જી રે. આવા.

હાંરે વ્હાલા ! મંદિર પધારો માવ મીઠુડા,
હાંરે વ્હાલા ! છોગલીયાં ખોસીશ, છેલ રાજ ! જી રે. આવા.



## પ્રભુ—ભક્તિ.

( શીખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે,—એ ચાલ. )

卐

સખિ ! જાણજો આ છે રે, ભ્રમેભરી મિથ્યા મતિ,
થાતું ધાર્યું ધણીનું રે, નથી બીજી કાંઈ ગતિ;
વસે સચરાચરમાં રે, સ્વયંભૂ વિશ્વપતિ,
પ્રભુ પ્રાણુ શા ભક્તને રે, ન આવે આંચ રતી;

(સાખી) ઘટઘટમાં વ્યાપી રહ્યો વિશ્વવિષે વિભુરાજ;
એ પ્રેરે જનમાત્રને કરવા જીવન કાજ !

ઉર ઇચ્છા જો એની રે, ન તૃણુ પણ હાલે કહીં,
બને જળજળમાં સ્થળ રે, મળે સ્થળ જળમાં જઈ;
પળમાંહી જે સરજે રે, હણે પળમાંહી અતિ,
પાર પામવા એનો રે, મથે જન જોગી જતિ;

(સાખી) અચલિત ઉર ભક્તિભર્યા ગૌરવવન્ત અનુપ,–
પદપંકજ એ સેવતા, મુનિજન મન તદ્રૂપ !

‘ સદા ચિંતવે ચિત્તથી રે, ઉપાસે ધ્યાન ધરી,
એવા ભક્ત જનોની રે, ખૂશાલી મુજને વરી; ’
ભૂલો કેમ આ વચનો રે, વિભુવર વાણી રૂડી,
રાખો શ્રદ્ધા અવિચળ રે, ત્યજી મતિ સર્વ કુડી;

(સાખી) ‘ભવસિંધુ ઝોલે ચઢયો, દશદિશ સૌ વિકરાળ;
એકલ જીવન-પંથમાં, ઉછળે આ ગિરિમાળ !

ઓ, ઓ ડૂબી, ઓ ડૂબશે રે, ભયંકર ભરતીમહીં,'
એવી જીવન-નાવડી રે, તરાવે તરૈયા થઈ!
મૂકો, મૂકોની મિથ્યા રે, મહામોહ, સ્નેહસખિ!
ભલે તરતી આ નાવડી રે, હવે વિભુ ચરણે સખિ!

(સાખી) આ સર્જન સોહાગનો, સર્જક દીનદયાળ;
જાળવતો જીવ માત્રને સરખાં સૌ ગણી બાળ!

એનો મહિમા અલૌકિક રે, 'અનંત' 'અગાધ' કથી,–
પામે મુક્તિને માનવ રે, વિભુ 'નેતિ' 'નેતિ' વદી!
મનમોહન માધવ રે, સુપંકજ-પાદ મળે,
ઉઠો, ઉઠો, ઓ બ્હેની રે, બધા તનુ તાપ ટળે!



# રંગપંચમી.

( લક્ષ્મણ, લક્ષ્મણ, બંધવા રે મેરી કાણે રે લખીયા,—એ ચાલ. )

卐

સ્નેહસખિ ! રસશોભના રે, રંગવેલી રસીલી,
આજ ખીલી રંગપંચમી રે, જોની છેલછબીલી;
રંગભરી રસરાણીયો રે, ઉરમાં અનુરાગી,
કોડભરી શી કલ્લોલતી રે, સખિ ! સ્નેહસોહાગી.

કુંકુમ કેસર ચંદનો રે, ઘોળ્યાં કંચન-થાળે,
અગર અબીલ ગુલાલને રે, ભરી મુઠ્ઠી ઉછાળે;
કસ્તુરી કાજળ અંજનો રે, ભેળી કપૂર બરાસે,
આંખડલી અલબેલડી રે, આંજે આજ ઉલ્લાસે.

મંગળ કંચન-કંકણો રે, કરમાંહી સુહાયે,
ચારુ ધરી રસ-ચુંદડી રે, મૂકી મેંદીને પાયે;
વેણી ભરી ફૂલ ફૂલડે રે, મ્હેકે તેલ ફુલેલે,
ચંદન ઉરરસ શોભતી રે, રસખેલ શી ખેલે !

છુમછુમ નૂપુર ઘૂઘરી રે, ઘેરી ઘેરી શી વાગે,
ગોફણી ગુંફ શી ગુંજતી રે, ધમકાર સોહાગે;
ઝાલ ઝણુકતા વિંછુવા રે, ચારુ ચાંદલો ભાલે,
મોતન-સેર સોહામણી રે, કંઠમાંહે શી હાલે !

કેસૂડી-જળ પિચકારીઓ રે, તાકી તાકી નવેલી,
'સરરર' શેઢ શી મારતી રે, સખીને અલબેલી !
ફાગણુ ફાગ સોહાગથી રે, ફૂલ ફાલ ફૂલેલી,
'હોહો!' હસી મુખ હાસ્યથી રે, નાચતી રસઘેલી !

મુદમય શી મદઘેલડી રે, મુખ તાંબુલ ચાવે,
કોયલ શી કિલકારતી રે, નેહે નેત્ર નચાવે;
મઘમઘતી મધુમાધવી રે, રસરાખડી ધારી,
ચેતન-રેલ શી રેલતી રે, મનમોહના નારી !

સ્નેહભરી રસશોભના રે, પિયુ પ્રેમ વસંતે,
હોજો અખંડ વસંતિકા રે, તુજ જીવન પંથે !
રસફૂલ ફાલથી ફાલજો રે, તુજ જીવન-વેલી,
આશિષ એ હજો ઉરની રે, સખીરી, રસઘેલી !



## આવજે, મારે છેતર.

卐

તું આવજે મારે છેતર રે, ઓ કરહણીયા!

પાપડી વંત્યાકનું ઊંધિયું બાફહું,
માંય નાંખી મઠ ચોળી;
એ ઓ તુવેરનીમાં મેઠુ મેળવહું,
લાગહે નઇ તને મોળી રે, ઓ કરહણીયા!

જાંબુડાં રાંચણાં ને કેરીની હાખો,
ઝાઆં ઝંઝેડહું બોરાં,-
લીલા તે છંમ મારા છેતરને શેડ,
છૂટાં તે ચરહે ઢોરાં રે, ઓ કરહણીયા!

કોઠાની ચટણી ને ઓળાના પોપટા,
ઘઉંનો પુંક અલ્યા પાડી,-
ખોબલે ખોબલે ખાંતે ખવાડેહ,
હારી છે છેતીવાડી રે, ઓ કરહણીયા!

મેથીની ભાજીનાં બબરાં શાં ઢેબરાં,
હાથે છે મેઠુ ને મૂળો;
આજનો દિ અલ્યા આવજે અચૂકથી,
નેહાળમાં મેલજે પૂળો રે, ઓ કરહણીયા!

હમડાની ડાળીયે હેતેથી હેંચહું
હો કોઈ મળહું ભેળાં;
મલક મલકની મોજો ઉડાવહું,
જોજે, ના ચૂકતો વેળા રે, ઓ કરહણીયા!



# વ્હેલેરાં વળજો.

( ઓધવજી ! સદેશો કહેજો શ્યામને,—એ ચાલ. )

卐

વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં !

એકલ છો અમ જીવન-વનની આશ જો !
સ્નેહ-વિજોગો સહેવા વ્હાલાં ! આકરા,
શીઘ્ર પુરો કરજો તમ પંથ પ્રવાસ જો !
વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં !

કોમળ ફૂલતંતુ શાં સ્નેહી ઉર છે,—
ક્ષણમાંહે કરમાતાં એ સુકુમાર જો !
નિર્ગમશું આશાભર જીવન શુષ્ક આ,
અંતરીયે અનુભવતાં અનલ અપાર જો !
વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં !

જડ ચેતન સૌમાંયે સ્નેહી ભેદ છે,
સ્નેહીજન સૌ સ્નેહલ ઉરના પ્રાણ જો !
પદ્મિની પ્રેમ પ્રમુદિત પૂર્ણ પ્રફુલ્લતી,
નીરખી વ્હાલાં ! સ્નેહભર્યાં ભૃગુભાણુ જો !
વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં !

પોયણીઓ હસતી શી શશિયર દર્શને,
પ્રેમકૃપામૃત પીતાં સ્નેહી ચકોર જો !
વારિદ ગર્જનનાદ સુણીને સ્નેહીઓ,
નૃત્ય કળાયલ કરતા કુંજે મોર જો !
વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં !

મૃગમાયામય માનવ જીવન-પંથમાં,
તમ દર્શનની વેળ અમૂલ્ય મનાય જો!
સ્નેહ સુધારસ સંચિત સજ્જન સ્નેહીઓ,
ધન્ય જીવનપળ તમ સહવાસે જાય જો!
વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં!

વ્હેલાં, વ્હેલાં, વળજો વ્હાલવિલાસીઓ,
જયમંગળ જ્યોતિ શાં પાવનરૂપ જો!
સ્નેહભીની આંખડલી હસશે હેતથી,
પુનઃ થતાં પ્રિય દર્શન પ્રેમસ્વરૂપ જો!
વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં!

સ્નેહીજન સૌભાગ્ય-સમુચ્ચય સ્નેહીડાં!
સહવાસે રસિયાંઓ રસ-રળિયાત જો!
દુર્લભ જગમાં સ્નેહીજન સંયોગ છે,
ગુણગણ ગૌરવ ઘેરી સ્નેહભિરાત જો!
વ્હેલેરાં વળજો ઓ શોભન સ્નેહીડાં!



## વસમી વેળાયે.

( કામણ દીસે છે અલબેલા ! તારી આંખમાં રે,—એ ચાલ. )

卐

વ્હાલા ! વસમી એ વેળાયે વ્હેલા આવજો રે !
દયા દિલ લાવજો રે !

ધોમધખી ધરણી ધગધગતી,
ચોદશ જ્વાળ શિશુ દિલ દમતી;
રસિયાજી ! રસ રેલ તદા રેલાવજો રે ! વ્હાલા !

વનવગડા સૂનકાર સતાવે,
હિંસક જાલમ જોર બતાવે;
વ્હાલમ ! તવ શિશુશિર વર હસ્ત સુહાવજો રે ! વ્હાલા !

મૃગમાયામય મારગ ભમતાં,
આથમતે ઉર જીવન નમતાં;
મનમોહન ! શીતલ શશીમુખ બતાવજો રે ! વ્હાલા !

દુઃખદળ વાદળ—દોર ધવાતાં,
અંતર ઘોર તિમિર છવાતાં;
પંકજપાદ પ્રભા પ્રભુજી ! પ્રકટાવજો રે ! વ્હાલા !

જીવનનાં જડ જંજીર ડંખે,
દર્દભર્યું દિલ દર્શન ઝંખે;
દિવ્ય દિદાર દયામય ! તવ દર્શાવજો રે ! વ્હાલા !

અંતિમ આશભરી મુજ હોડી,
ડગમગતી ડૂબવા જવ છોડી;
નિર્ભય નેહલ નેનથી નાથ ! નચાવજો રે ! વ્હાલા !

જનમન માયા–મોહ વછોડી;
ચંચળ ચિત્ત તમ ચરણે જોડી,–
અલબેલા ! અણુસમજુને અપનાવજો રે ! વ્હાલા !



## જય જય.

( વરઘોડો, વરઘોડો, વ્હાલમનો વરઘોડો રે,—એ ચાલ. )

卐

જય બોલો, જય બોલો, રસિકડાં! જય બોલો રે.
જય બોલો, જય બોલો, વિદાયની જય બોલો રે.

જીવનના ઝેરી ડંખ કડવી એ કાલના,
વ્હાલાં! બધાય આજ ભૂલો;
રસિકડાં! જય બોલો રે.

હસતે એ મુખ વ્હાલાં! 'જયજય' ઉચ્ચારો આજ,
અંતર ઉમંગે કલ્લોલો;
રસિકડાં! જય બોલો રે.

ચેતન ઉલ્લાસ રંગ–સાગર હિલોળે આજ,
છલકે છે સ્નેહકેરી છોળો;
રસિકડાં! જય બોલો રે.

હૈયાના હેતભરી વ્હાલાં! વિદાય લ્યો,
આજે હસાવી હસી લ્યો;
રસિકડાં! જય બોલો રે.

જીવન–પારાગ રેણુ, લુંટો લુંટાવો આજ,
વ્હાલાં! અમીરસ ઢોળો;
રસિકડાં! જય બોલો રે.

મંગળ વસંત આજ, મંગળ અનંત આજ,
મંગળ વિદાયશબ્દ બોલો;
રસિકડાં! જય બોલો રે.

જય બોલો, જય બોલો, રસિકડાં! જય બોલો રે.
જય બોલો, જય બોલો, વિદાયની જય બોલો રે.



# સૂચી.

## (પહેલી લીટીઓની.)

આ પુસ્તક

કર્તા

પાસેથી

ભાટપીપળી

ઉમરેઠ

અથવા

સબજજ્જ

કૅાર્ટ

બોરસદ

એ

શરનામેથી

મળશે.

